Adhyatma Tattva is the highest Science. It is the Science of the Self. It comprises the knowledge of the Self in its relation with the Universe. The Self in its sublime purity is the ultimate noumenon, infinite Consciousness and absolute Bliss. Spiritual knowledge or the study of Self has thus three-fold aspect, and it is Adhyatma alone that leads to its realization. Adhyatma literally means 'Pertaining to Atman.' It therefore means knowledge of the Soul and the relation in which it stands to other Dravyas. The problem is not so simple as it outwordly appears. What is Atman? How and why is *Atman subjected to misery and happiness etc?* What is Karma? What is its operation on Atman? These and alike questions form the subject-matter of Adhyatma. The science is very wide indeed; but, for a brief exposition it may be summarised as under.

Release from the worldy bondage is the ideal aimed at by Jainism. It consists in the attainment of Right Belief, Right Knowledge and Right Conduct, called the three Jewels by the Jain philosophers. Those who do not believe in Moksha will not attain them. Hence it is that so great an emphasis is laid on the firmness of belief which successively leads to right knowledge and right conduct. Spiritual knowledge is beyond the power of physical senses, hence a firm unshakable belief in the words of the Teacher is the condition precedent to the attainment of right knowledge. Now Moksha consists in the shaking off, by Soul, of the fetters of Karma which envelop him in

ignorance and drag and plunge him into the vortex of misery in this world. Moksha is certainly within the reach of every one if only he pursues the right path. The main question therefore is to find out that path. The problem will be easily and rationally solved if we inquire into the nature of the bondage itself. The most natural solution will be that if we destory the root-causes that enbondage Soul, the state of true freedom will be attained. In other words the problem is one of analysing the world phenomenon. If we adopt this form of reasoning the first thing that strikes one is the fact of the world being constituted of two main substances, Jiva and Ajiva. Even the modern materialists cannot get over the two-fold distinction of matter and force which corresponds very closely to our distinction of Jiva and Ajiva. Anyhow this dualistic nature of the world cannot be rationally explained away on any theory. Where does Jiva come from and how is he related to Ajiva? If we are to be rational we shall see that the relation beeween the two is Anadi. So the venerable Saint Yasovijayji stongly recommends the students of Adhyatma and the aspirants after salvation the close study of Dravyas ( Six Substances ) and Tattvas (Nine Principles) elucidated by competent Teachers and practised by advanced souls. They should observe strictly the great vows closely keeping in view the high sentiments of Universal friendship, sympathy, delight and indifference. The relation between Jiva and Ajiva from eternity is practically admitted by all. Jivas may be either mudane or libera-

ted. Soul is a living substance and pure consciousness, is all-knowing and blissful and is endowed with untiring, inexhaustible and unending powers. It is formless and is possessed of Ananta Chatushtaya namely infinite perception, infinite knowledge, infinite bliss and infinite power. All these atributes however are for the time being dimmed and enshrouded by Karmic forces with which Jiva is connected. Karma is not merely a mental abstraction but is a Pudgala and its very nature is to drag the Jiva on the downward path. Once Jiva is thus subjected to Karma, it has endlessly to be born and reborn in this world. Rebirth is, otherwise stated, as the necessary consequence of the subjection of Jiva to Karma. This is also reasonable. So long as Karma clings to him, there is no escape for Jiva. The Karmic forces must work out their inevitable consequences, if not in one birth in a succession of births. As explained elsewhere, the principle of transmigration of Soul alone rationally accounts for the glaring and otherwise inexplicable inequality of status etc. found in the world. The misery is then due to the Karma of the individuals. If we want to be free from it we must annihilate its root-cause Karma. Karma may be and are variously named by other philosophers as Matter, Maya, Prakriti and Ignorance. But the relation in which it stands to Atman, is the same—namely that of delimiting the Spirit or Atman or Jiva. The knowledge of the Dravyas and the Tattvas is the first requisite for the aspirant after Moksha. It clearly brings before his mind the tremendous

impediments like attraction and repulsion which stand in the way of the unfoldment of powers locked up in his inner nature. Thus the revered saint Chidanandji strongly recommends the removal of their impediments in his Parmatma Chhatrishi ( Verses 18 to 32 ). When the fettered Soul having conquered the deterrant Karmic energies resorts to the practice of meditation, he clearly sees love and hatred as attributes of matter and knowledge as the attribute of divine Self. He then ceases to identify himself with his body, senses, mind etc., and believes himself as established in the pure Self i. e. in the perfect status. So the revered Saint Anandaghanji fervently recommends the meditation of Pure Self ( Anandghanji Padya Ratnavali Verse 81 ). Such status is worthy of respect and veneration by whatever name it is signified and distinguished ( Verses 66 and 67 ). The real happiness derived from the dawn of the spiritual life i. e. a rare glimpse of the Highest Majesty, the Self, is incomparably superior to the happiness of Indra and paramount kings shining with most resplendent diamonds and glittering crowns and immersed in worldly aspirations and attachments ( Verses 33 to 36. Hridaya Pradip ). So the advanced Soul being blessed with the draught of the spiritual nectar is enabled to disillusion his mind and to see clearly and completely the panorama of the world drama. ( Anandaghanji Verse 28 ). This is exactly what Moksha means, we thus see why Jainism lays stress on the knowledge of and firm belief in Atman, Karma, Rebirth and Moksha.

**Such a knowledge beginning with firm belief ultimately leads to the realization of the goal-Moksha.**

One more point in connection with this subject deserves to be noted. Some evolutionists believe that there is a gradual and continuous unfolding of the nature and the powers of Atman i. e. a gradual evolution from the mineral stage to that of godhood. But this is not a correct view because of two reasons: in the first place there can be no evolution from the mineral stage and secondly the theory of continuous evolution ignores the consequences of evil Karma which necessarily leads to involution. in other words good actions lead the Jiva on the onward path while the opposite Karmas bring about the contrary result.

**અનુવાદ—**

"જેઓએ, ઇન્દ્રિયોથી મેળવી શકાય નહિ, એવા અધ્યાત્મરૂપ અમૃતનું પૂર્ણતયા પાન કરીને અનાદિ કાલના કર્મસમૂહ રૂપ વિષને સમૂલ હણી નાંખ્યું છે, એવા પરમાત્માઓને ત્રણ પ્રકારે-મન, વચન અને શરીરથી વંદું છું".—1

**વ્યાખ્યા—**

આ પુસ્તકમાં અધ્યાત્મના વિષયનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, એ સૂચવવાને માટે આ પ્રથમ માંગલિક શ્લોકમાં 'અધ્યાત્મ' શબ્દ પહેલો મૂકવામાં આવ્યો છે. વાર્તમાનિક સ્થિતિ ઉપર નજર કરતાં જોવાય છે કે—'અધ્યાત્મ' શબ્દ સાંભળી કેટલાક ભડકી ઉઠે છે; પરન્તુ આ ભડકવું કેવું છે? ખરેખર પાણીમાં દાઝવા જેવું છે, કારણ કે જે વસ્તુ શાંતિને આપનાર છે—વાસ્તવિક આરામ ઉપજાવનાર છે, તે અધ્યાત્મથી ડરવાનું કે ભડકવાનું હોયજ શાનું? પણ નહિ, હું ભૂલું છું.

અધ્યાત્મથી કેટલાકોનું ભડકવું પણ સહેતુક અથવા બુદ્ધિપૂર્વક છે. વાત એમ છે કે અધ્યાત્મના અર્થનું પાલન નહિ કરનારા અને 'અધ્યાત્મ' 'અધ્યાત્મ' એમ પોપટની પેઠે રટનારાઓએ અધ્યાત્મની ધ્વનિને એવા રૂપમાં ફેલાવી દીધેલી છે કે જેથી 'અધ્યાત્મ' શબ્દ—હું ન ભૂલતો હોઉં તો—અપમાનિત જેવો ભાસતો જોવાય છે; અને એનું જ એ પરિણામ છે કે—કેટલાક કલ્યાણાભિલાષી સજ્જનો પણ એકવાર તો 'અધ્યાત્મ'ની ધ્વનિ સાંભળતાં ભડકી જાય છે; પરન્તુ આપણને અધ્યાત્મનું માત્ર નામથી કામ નથી, અધ્યાત્મના આડંબરની જરૂર નથી, કિન્તુ અધ્યાત્મના યથાર્થ માર્ગની જરૂર છે. અધ્યાત્મના યથાર્થ માર્ગ ઉપર કોઈને અરુચિ કે વૈમનસ્ય હોયજ નહિ. અધ્યાત્મની ધ્વનિ સાંભળતાં ભડકનારા સજ્જનો પણ અધ્યાત્મનો ડોળ દેખીનેજ ભડકે છે; તેવાં આડંબરનાં વાતાવરણો વધી ગયેલાં હોવાથી ઘણે સ્થળે ઢોંગ હોવાની કલ્પના ઉભી થાય છે, અને એથી યથાર્થ વસ્તુતત્ત્વને અંધારામાં રહેવું પડે છે. અસ્તુ, ગમે તેમ હો, પણ અધ્યાત્મ વસ્તુ ઉંચા પ્રકારની અને દરેક પ્રાણીને સ્વાભાવિક-રીત્યા પૂર્ણ અગત્યની છે, એમાં કોઈનો મતભેદ હોયજ નહિ.

જોઇએ છીએ કે 'અધ્યાત્મ'નો અર્થ નહિ સમજનારા અધ્યાત્મના વિષય ઉપર કંટાળો લાવે છે, અને કેટલાકો અધ્યાત્મને કોઈ ગહન વસ્તુ કે દુનિયા પારની ચીજ સમજી તે તરફ વિમુખ રહે છે. પણ આ સ્થિતિ સમજ વગરની છે. સમજી રાખવું જોઈએ કે અધ્યાત્મ એ જીવનનાં સર્વ અંગોમાં આત્મા તરીકે મુખ્ય આધિષ્ઠાતા છે. આત્મા વગર શરીર જેમ મડદું ગણાય છે, તેમ અધ્યાત્મ વગર ગમે તેવું સાંગોપાંગ જીવન પણ મૃતવત્ છે. આ ઉપરથી અધ્યાત્મની આવશ્યકતા ક્યાં સુધી છે, એ વિચારક સમજી શકે તેમ છે.

'અધ્યાત્મ'નો અર્થ—આગળ સોળમા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે 'આત્મિક બળ' 'આત્મસ્વરૂપનો વિકાસ' અથવા 'આત્મોન્નતિનો અભ્યાસ' થાય છે. અધ્યાત્મ એ છે કે—'આત્માના અસલી સ્વરૂપને પ્રકાશમાં લાવવા ઉદ્યમ કરવો' આત્મા સ્વરૂપે પૂર્ણ બ્રહ્મ છે. સર્વનો આત્મા પરમાત્મા છે. કીડી અને વનસ્પતિનો આત્મા પણ પ્રભુ છે; એમ છતાં પણ કર્મનાં આવરણોની વિચિત્રતાને લીધે જગતના પ્રાણિઓ જુદી જુદી વિચિત્રતા ધરાવે છે. એ કર્મનાં આવરણો જ્યાં સુધી હઠે નહિ, ત્યાં સુધી

આત્મા પરતન્ત્ર છે, માયાવાળો છે, અવિદ્યાવાળો છે, સંસારભ્રમણશીલ છે અને દુઃખી છે. એ પરતન્ત્રતા કે એ અવિદ્યા યા દુઃખને દૂર કરવાનું ત્યારેજ બની શકે કે જ્યારે કર્મનાં આવરણોને હઠાવવાનો પ્રયાસ કરવામાં આવે. જે રસ્તે કર્મનાં આવરણો પાતળાં પડે અને ક્ષીણ થવા માંડે, એ માર્ગને 'અધ્યાત્મ' કહેવામાં આવે છે. જેમ જેમ એ માર્ગ ઉપર પ્રગત થવામાં આવે, તેમ તેમ કર્મનાં આવરણોનો હ્રાસ થતો જાય છે. એ માર્ગનો અભ્યાસ જ્યારે પરાકાષ્ઠા ઉપર પહોંચે છે, ત્યારે સર્વ કર્મનાં આવરણો ક્ષીણ થાય છે અને આત્મા પરમાત્મારૂપે પ્રકાશે છે.

અધ્યાત્મનો અર્થ ઉપર્યુક્તરીતિએ સમજ્યા છીએ કે આત્મોન્નતિનાં સાધનો મેળવવાં એને અધ્યાત્મ કહેવામાં આવે છે. અધ્યાત્મ કહો કે મુક્તિનો માર્ગ કહો, એકજ વાત છે. '**अधि**' અને '**आत्मा**' એ બે શબ્દોના સમાસ ( compound ) થી અધ્યાત્મ શબ્દ બન્યો છે. શબ્દવ્યુત્પત્ત્યનુસાર—આત્મામાં રહેવું, રમવું. અથવા રમવાનો ઉદ્યોગ કરવો, એ અધ્યાત્મ છે. અધ્યાત્મનું બીજું નામ 'યોગ' છે, કેમકે 'યોગ' શબ્દ '**युज्**' ધાતુથી બનેલો છે, અને '**युज्**' ધાતુનો અર્થ 'જોડવું' થાય છે; અતઃ મુક્તિનાં સાધનોને જોડી આપે તે '**યોગ**' કહેવાય છે, અધ્યાત્મનો પણ એજ અર્થ છે કે—મુક્તિના રસ્તે ચાલવું.

'**योगश्चित्तवृत्तिनिरोधः**' એ મહાત્મા **પતંજલિ**નો યોગના સંબન્ધમાં પ્રથમ સૂત્રપાત છે. ચિત્તવૃત્તિઓ ઉપર દબાણ રાખવું, અન્યત્ર-જ્યાં ત્યાં ભટકતી ચિત્તની વૃત્તિઓને આત્માના સ્વરૂપમાં જોડી રાખવી, એને 'યોગ' બીજા શબ્દમાં 'અધ્યાત્મ' કહેવામાં આવે છે, એટલુંજ નહિ, પરન્તુ એવી હદ ઉપર આવવાના જે સાધનભૂત વ્યાપારો છે, તે પણ યોગનાં, બીજા શબ્દમાં અધ્યાત્મનાં કારણ હોવાથી યોગ યા અધ્યાત્મ કહેવાય છે.

જ્યારથી મનુષ્ય સાચું બોલતાં કે નીતિ પાળતાં શીખે, ત્યારથી તેને અધ્યાત્મની શરૂઆત થાય છે. અધ્યાત્મનો સરળ અને સાદો ભાવાર્થ એજ છે કે—સાચું બોલવું, નીતિ રાખવી, પરોપકાર કરવો, જીવદયા પાલન કરવી, બ્રહ્મચર્ય ( સ્વસ્ત્રીસંતોષ યા સર્વથા મૈથુનનો ત્યાગ ) ધારણ કરવું, ક્ષમા રાખવી, સરળતા પકડવી, મૃદુ સ્વભાવમાં રહેવું, લુબ્ધતા વર્જવી,

પ્રતિજ્ઞા પાળવી, ગંભીર રહેવું, ગુણગ્રાહી બનવું,—વગેરે ગુણો મેળવવા આગળ વધવું. હમેશાં પૂજ્ય થવાનો આધાર ગુણો ઉપર રહેલો છે. ભલે તેવો સાધુવેષ પહેરવામાં આવે, પરન્તુ એટલા માત્રથી કૃતાર્થતા સમજવાની હોયજ નહિ. ગૃહસ્થો યદિ ગૃહસ્થધર્મનો અમલ કરે, તો તેઓ તેટલે અંશે અધ્યાત્મની લાઇન ઉપર બરાબર છે, તો પછી જેઓ પંચ-મહાવ્રતોથી સાધુજીવન ચલાવે છે, તેઓ તો સુતરાં અધ્યાત્મી કહેવાય, એમાં નવાઇ નથી. અધ્યાત્મની દૂરની હદ બહુ ગહન છે; એ તરફ દષ્ટિ કરતાં કેટલાક મહાપુરૂષો પણ હતોત્સાહ થઇ જાય છે અને અધ્યાત્મના માર્ગની પ્રાપ્તિને અતિકઠિન સમજવા લાગે છે; પરન્તુ એ સીધી વાત છે કે ઉંચી શ્રેણી એકદમ પ્રાપ્ત થતી નથી. ક્રમશઃ ઉદ્યોગ જારી રાખવાથી આગળ વધાય છે અને છેવટે ઉચ્ચ કોટીએ પહોંચી જવાય છે. ઉત્તમ ગુણોનો સંચય કરતા રહેવાથી અધ્યાત્મમાં આગળ વધવાની જગ્યા સ્વતઃ મળતી જાય છે, અને એવી આત્મશક્તિ સ્વતઃ જાગૃત થાય છે કે જેનાથી અધ્યાત્મનાં દુર્ગમ ક્ષેત્રોમાં પહોંચી વળવાનું સામર્થ્ય પ્રકટ થાય છે.

**उपक्रमः—**

**हतं हहा ! शास्त्रविशारदत्वमनर्थहेतुश्च वचःपटुत्वम् ।**
**विज्ञानवेतृत्वमपार्थकं च नाऽऽस्वादितोऽध्यात्मसुधारसश्चेत् ॥२॥**

( 2 )

Proficiency in scriptures is of no avail, eloquence proves harmful, physical sciences come to naught, if the spiritual ambrosia be not tasted.

**Notes:**—As long as one has not attained the knowledge of the distinction between the Ego and the Non Ego ie; the awakening of the inner life has not begun, his knowledge of the Shastras, eloquence, lectures, sermons &c are of no use. On the contrary they impede his real progress and blind him to dis-

criminate between the eternal and the transitory. There are men, without any trace of inner life, who have attracted and drowned their audience with lofty thoughts embodied in the Shastras.

**ઉપક્રમ:—**

" જો અધ્યાત્મરૂપ અમૃતના રસનું આસ્વાદન કરવામાં ન આવ્યું હોય, તો સખેદ કહેવું જોઇએ કે શાસ્ત્રોનો ગમે તેટલો અભ્યાસ પણ વસ્તુ-તત્ત્વપર પ્રકાશ પાડી શકતો નથી, અર્થાત્ ગમે તેવી વિદ્વત્તા પણ અધ્યાત્મના પ્રકાશ વગર આંધળીજ છે, અને વચનપટુતા અનર્થનું કારણ બને છે તથા વિજ્ઞાન ( Science ) વિદ્યાના પ્રયોગોની કુશલતા નિરર્થક નીવડે છે. "—૨

**વ્યાખ્યા:—**

વેદો, ઉપનિષદો, સ્મૃતિઓ, દર્શનશાસ્ત્રો, અને પુરાણો વગેરે હિન્દુ ધર્મશાસ્ત્રો, તથા અંગ, ઉપાંગ વગેરે જૈનધર્મશાસ્ત્રો, તેમજ અન્યધર્મશાસ્ત્રો ભણી જવામાં આવે, અરે! દુનિયાનાં તમામ ધર્મશાસ્ત્રોમાં પારદર્શિતા મેળવવામાં આવે, પણ જો પોતાનાં કર્તવ્યો સમજવામાં ન આવે, પોતાનું ખરૂં ધ્યેય ધ્યાનમાં લેવામાં ન આવે, પોતાની દૃષ્ટિ આત્મસ્વરૂપને અભિમુખ કરવામાં ન આવે, તો તે ગમે તેટલી વિદ્વત્તા—ગમે તેટલી શાસ્ત્રપારદર્શિતા પણ ફોકટ છે. જે માણસનું જ્ઞાન અન્તર્દૃષ્ટિને જાગૃત કરતું નથી, તે માણસનું જ્ઞાન તેને બોજા રૂપ છે. ચન્દનનો ભાર ઉઠાવનાર ગધેડાને ચન્દન જેમ ફક્ત ભારજ રૂપ છે, તેમ આત્મસ્વરૂપના પરિચય વગરનું જ્ઞાન તે જ્ઞાનવાળાને ફક્ત ભારજ રૂપ છે. જ્ઞાન પ્રમાણે અનુભવ ન હોય, જ્ઞાન પ્રમાણે સદ્વર્તન ન હોય, તો તે જ્ઞાનથી ભલે તે મનુષ્ય દુનિયામાં પૂજાય, પણ વસ્તુસ્થિતિએ તે જ્ઞાન તેને અનર્થરૂપ બને છે, સંસાર—અરણ્યમાં ભટકાવનાર થાય છે. ઘણા પંડિતો એવા જોવાય છે કે જેઓનું વર્તન **'પોથીમાંના રિંગણા'** જેવું હોય છે. આવા પંડિતોના વિચારો કે ઉપદેશો ફોનોગ્રાફમાંથી નિકળતા શબ્દો જેવા છે. જેમ ફોનોગ્રાફની રેકર્ડ સુન્દર ગાયન યા મનોહર ઉપદેશ સંભળાવી લોકોને રંજિત કરે છે, પણ પોતાને તેની કંઇ અસર થતી નથી, તેનું

કારણ તેની જડતા છે; તેજ પ્રમાણે જેઓનું જ્ઞાન કર્ત્તવ્યચ્યુત છે, તેવાઓનો ઉપદેશ બીજાઓને અસર કરનાર થવા છતાં પોતાના આત્મામાં અસર ઉત્પન્ન કરતો નથી, તેનું કારણ પણ બીજું શું કહી શકાય-એજ કહી શકાય કે તેઓ પણ પેલી રેકર્ડોના સહોદર છે.

'**परोपदेशे पाण्डित्यम्**' જેવું કરનારા ઉપદેશકોએ ( orators ) બીજાઓને ઉપદેશ આપવાની સાથેજ તે ઉપદેશ પોતે પણ ધારણ કરવાનો છે. બીજાઓ ઉપર પ્રકાશ નાંખનાર, જો પોતે અંધારામાંથી બહાર ન નિકળે, તો એ **મશાલચી**ના ભાઈબંધ થવા જેવી હકીકત છે. બીજાઓને સમજાવવા હજારો લોકો તૈયાર થાય છે અને હજારો વક્તાઓ બીજાઓ ઉપર પોતાના ઉપદેશની સચોટ છાપ પણ પાડે છે, પરન્તુ પોતાને-પોતાના આત્માને સમજાવવો, એજ ખરી બહાદુરી છે. પ્લેટફોર્મ ઉપર સિંહની જેમ ગાજતા લીડરો, સમાજસુધારકો દેશોન્નતિ માટે પૂર જોશથી ભાષણો આપે છે, પણ તેમાંના કેટલાકોની પ્રવૃત્તિ એવી જોવાય છે કે ભાષણ પૂરું થયું કે તરતજ તેઓ સીધા હોટલમાં જઇ અભક્ષ્યનું ભક્ષણ કે અપેયનું પાન ( જે પોતાના ઉપદેશથી વિરૂદ્ધ છે ) કરવા લાગી જાય છે. અફસોસ ! ! ખરેખર—

" મારે કહેવું છે કાંઇ, મારે કરવું છે કાંઇ,
એમ કરી ભવજળ તરવો છે ભાઇ ! "

વ્યાખ્યાન કરનારાઓમાંના કેટલાક મહાત્માઓ એવું સુલલિત વ્યાખ્યાન આપે છે કે જે સાંભળી આખી સભા એક વખત વૈરાગ્ય રસમાં તરબોળ થઇ જાય છે, અને તેવા વ્યાખ્યાનવાચસ્પતિ મહારાજની આંખોમાંથી જ્યારે વૈરાગ્યનો દેખાવ આપનારાં અશ્રુઓ નિકળવા માંડે છે, ત્યારે સભામાં બેઠેલાઓની પણ આંખો આંસુઓ રેડવા માંડે છે. આવી રીતે વિવિધરસપૂર્ણ વ્યાખ્યાનોથી સભાને આકર્ષણ કરનારાઓની પણ અંદરખાને જો જુદીજ પ્રવૃત્તિ હોય-ખરાબ વર્ત્તન હોય, તો તેવાઓનું કલ્યાણ શું કદાપિ થઈ શકે ?

આ આત્મા શાસ્ત્રોનો પંડિત તો અનન્તવાર બન્યો હશે ! પ્રચંડ વિદ્વત્તાના પ્રતાપથી અનન્તવાર સર્વજ્ઞ તરીકે કહેવાણો હશે ? અને વ્યાખ્યાનવાચસ્પતિ જેવાં સહસ્ર ટાઇટલો ગળા ઉપર લટકાવી મ્હોટી મ્હોટી સભા-

એમાં વ્યાખ્યાનોના મેઘનાદથી દેશને અનન્તશઃ ગજાવી મૂક્યો હશે, પણ વિચારવું જોઇએ કે એથી પોતાનું વળ્યું શું ? આદર્શ ચારિત્ર સિવાય બધું નકામું છે. આદર્શ પુરૂષ થયા વિના તમામ કાર્યો માત્ર આડંબરરૂપ અને ફોતરાંને ખાંડવા તથા પાણી વલોવવા બરાબર છે. આદર્શ પુરૂષ થવા માટે આત્માની તરફ અવલોકના કરવાની પ્રથમ અગત્યતા છે. સન્ધ્યા, વન્દન, પૂજન, તપ, જપ વગેરે બધું કરવામાં જો આત્માને ભૂલી જવામાં આવે—મૂળ સાધ્યબિન્દુ ભૂલી જવામાં આવે તો, એ ખરેખર જાનૈયાઓને જમાડવામાં વરને વિસરી જવા બરાબર છે. દરેક ધાર્મિક અનુષ્ઠાનોનો ઉદ્દેશ, આત્માને વિકાસમાં મૂકવો, એ છે. આત્મસ્વરૂપની જાગૃતિ, બીજા શબ્દોમાં આત્મદૃષ્ટિનો પ્રકાશ, એજ ધાર્મિક આચારોનું રહસ્ય છે. એ ઉદ્દેશ કે એ રહસ્યને વિસરી જવામાં આવે અને તે વગરના સુકાજ અનુષ્ઠાનોમાં પ્રવૃત્ત રહેવાય, તો તે ડહાપણની બહારની વાત છે. બુદ્ધિમાનોને માટે એ જરૂરની વાત છે કે તેઓએ સાધ્ય અને સાધનનું પૃથક્કરણ કરવું જોઇએ. સાધ્યને નિશાન કરી સાધનોને સાધનો તરીકે અમલમાં મૂકવાં જોઇએ. સાધ્યને ભૂલી જવાય અને સાધનોને સાધ્ય સમજી લેવામાં આવે, તો એ એવી હકીકત બને છે કે જે એક દાખલાથી જોઇ શકાશે; જેમકે—એક મનુષ્ય ઉત્તર દિશાના કોઇ ગામ તરફ જવા નિકળ્યો, વચમાં બે રસ્તા આવ્યા, ઉત્તર દિશાનો રસ્તો પડતો મૂકી તે દક્ષિણ દિશાના રસ્તે ચાલવા માંડ્યો. એ મનુષ્ય મનમાં એમ સમજે છે કે ગામ પહોંચવાને માટે રસ્તા ઉપર બેસી નહિ રહેતાં હાલ્યા કરવું જોઇએ, અર્થાત્ ગામ પહોંચવાનું સાધન, રસ્તા ઉપર હાલવું, એ છે. આવી સમજણ હોવા છતાં અને બરાબર હાલવા છતાં પણ શું તે પોતાના ઇષ્ટ ગામને પહોંચી શકશે ? કદાપિ નહિ. કેમ ? રસ્તા ઉપર હાલતો તો બરાબર જાય છે !, ભલે ઉલટી દિશાના, પણ રસ્તા ઉપરજ હાલ્યો જાય છે, છતાં તે કેમ પોતાના પ્રાપ્તવ્ય ગામને પહોંચી ન શકે ? પરન્તુ વાચક ! ન પહોંચી શકે. ભલે તે ખેતરમાં નહિ પણ રસ્તા ઉપરજ હાલ્યો જાય છે અને એ રીતે ગામને પહોંચવાનું સાધન—જે રસ્તા ઉપર ચાલવું, તેનો તે અમલ કરે છે, પણ એ હાલવું, એ સાધ્યની સમ્મુખ નથી—સાધ્યથી ઉલટું છે,—સાધ્યથી ઉલટી દિશામાં છે, એ માટે તે પોતાના પ્રાપ્તવ્ય સ્થળને મેળવી શકે નહિ. એજ પ્રમાણે પ્રસ્તુતમાં પણ, ધાર્મિક આચાર—વ્યવહારો, કે જે વડે આપણું પ્રાપ્યસ્થાન આત્મવિકાસ છે, તે જો લક્ષ્યસ્થાનથી

ઉલટા વહેતા હોય—આપણો સાધનમાર્ગ આપણા લક્ષ્યબિન્દુથી ઉલટી દિશામાં રહેતો હોય, તો તેવા ઉલટા—લક્ષ્યચ્યુત—સાધ્યસ્પર્શથી રહિત માર્ગ પર લાખો, કરોડો, અબ્જો અને અસંખ્ય વર્ષો સુધી ચાલવામાં આવે, તો પણ શું આત્મોન્નતિરૂપ લક્ષ્યબિન્દુને પહોંચી શકાય ખરૂં ?

સાયન્સ વિદ્યામાં ગમે તેટલી ઉન્નતિ મેળવવામાં આવે, પણ તે ઉન્નતિ આત્મજ્ઞાન વગર શી મહત્ત્વની ? આત્મામાં અનન્ત શક્તિઓ છે. આત્માનો વિકાસ જેમ જેમ થતો જાય છે, તેમ તેમ તેની શક્તિઓ પ્રકાશમાં આવતી જાય છે. અધ્યાત્મના માર્ગે આત્માની શક્તિઓ ખીલવી શકાય છે. આવરણો દૂર થવાથી જે આત્માની શક્તિઓ પ્રકાશમાં આવે છે, તે વર્ણનમાં મૂકી શકાય તેમ નથી. આત્માની શક્તિ ( Power ) સ્હામે વિજ્ઞાનવિદ્યાના ચમત્કારો કંઇ હિસાબમાં નથી. જડવાદ વિનાશી છે, જ્યારે આત્મવાદ તેથી ઉલટો છે. જડ પદાર્થોના આવિષ્કારો અને અને જડવાદથી મળેલી ઉન્નતિ એ બધું વિનશ્વર છે, પરન્તુ આત્મસ્વરૂપનો પ્રકાશ અને તેથી થતો મહાન્ અપૂર્વ આનંદ, એ જેમને તેમ બરાબર સદા સ્થાયી રહે છે.

**ज्ञानस्य भक्तेस्तपसः क्रियायाः प्रयोजनं खल्विदमेकमेव ।**
**चेतःसमाधौ सति कर्मलेपविशोधनादात्मगुणप्रकाशः ॥ ३ ॥**

( 3 )

Indeed the sole object of knowledge, devotion, austerity and religious practices is the illumination of the soul, and to remove the impure coating of Actions ( Karmas ), by means of deep concentration of mind and thus to manifest ( to bring to light ) the nature of the soul.

**Notes**—The preliminary requisite in the path of the realization of the Higher Self is the discrimination between the ordinary life and the real soul-life. Self Culture embraces the knowledge of the ego and

the non-ego. When one practises or tries to practise universal love with a clear distinction of the reality, his knowledge, devotion and austerity will bear proper fruit and he will be able to remove the impure coating of Karma by practising concentration &c. Without soul-culture he will be able to achieve nothing however tremendous and elaborate his working may be.

" જ્ઞાન, ભક્તિ, તપશ્ચર્યા અને ક્રિયાનો મુખ્ય ઉદ્દેશ એકજ છે, અને તે એ છે કે-ચિત્તની સમાધિ વડે કર્મનો લેપ દૂર કરીને આત્માના સ્વાભાવિક ગુણોને પ્રકાશમાં લાવવા. "—૩

**વ્યાખ્યાઃ—**

જ્ઞાન ભણવાથી અને ભક્તિ, તપ તથા ક્રિયા કરવાથી જો ચિત્ત-શુદ્ધિ થતી હોય, અગર ચિત્તનો મળ કંઇ પણ ઓછો થવા લાગતો હોય, તોજ તે જ્ઞાન, ભક્તિ વગેરે સફલ છે.

ખૂબ યાદ રાખવું જોઇએ કે સર્વ દુઃખોનું કારણ માત્ર અજ્ઞાનતા છે. અજ્ઞાનતા એટલે જ્ઞાનનો અભાવ. કઇ વસ્તુના જ્ઞાનનો અભાવ દુઃખોનું કારણ છે ? એ વિચારવાનું છે. ગમે તેટલાં શાસ્ત્રો વાંચી નાંખ્યાં હોય અને ગમે તેટલો દુનિયાનો અનુભવ લેવામાં આવ્યો હોય, પણ એટલેથી દુઃખોનો અન્ત આવતો નથી અને યથાર્થ આનન્દ મેળવાતો નથી. એક વસ્તુ સિવાય બાકી તમામ વસ્તુઓનું જ્ઞાન પ્રાપ્ત થવા છતાં પણ અજ્ઞાનતા હટી શકે નહિ અને એથી થતા ઉપદ્રવો મટે નહિ; એ એક વસ્તુ બીજી કોઇ નહિ, પણ **આત્માજ** છે; અને એ વિષેની અજ્ઞાનતાજ સર્વ દુઃખોને જન્મ આપનારી છે. એ માટે શાસ્ત્રકારોની છેલ્લી ઉદ્‌ઘોષણા એજ છે કે—' આત્માના અજ્ઞાનથી થતાં દુઃખોનો નાશ આત્મજ્ઞાન મેળવ્યા સિવાય કદાપિ થઇ શકશે નહિ, ' આ વાત તદ્દન વ્યાજબી છે, કારણ કે જેમ અન્ધકારને હણવા તેના વિરોધી પ્રકાશની જરૂર છે, તેમ અન્ધકારરૂપ આત્મવિષયક અજ્ઞાનને હણવા તેના વિરોધી આત્મજ્ઞાનરૂપ પ્રકાશની જરૂર છે.

જ્યાં સુધી આત્મા કષાયો, ઇન્દ્રિયો અને મનને વશીભૂત છે, ત્યાં

સુધી તે આત્માજ પોતે **સંસાર** છે, અને જ્યારે કષાયોના ક્ષયદ્વારા ઇન્દ્રિયો તથા મનને જીતી નિર્મોહ દશામાં પ્રાપ્ત થઈ પૂર્ણ વિકાસમાં આવે છે, ત્યારે તેજ આત્મા **મોક્ષ** કહેવાય છે. સંસાર અને મોક્ષ બીજું કંઇ નથી, કિન્તુ આત્મા એજ **સંસાર** અને આત્મા એજ **મોક્ષ** કહી શકાય છે.

આત્મસ્વરૂપના પૂર્ણ પ્રકાશરૂપ મોક્ષને માટે પ્રથમતઃ કષાયો દૂર કરવા જોઇએ છે. કષાયો પૈકી **ક્રોધ**નો નિગ્રહ **ક્ષમા**થી થાય છે. **માન**નો પરાજય **મૃદુ**સ્વભાવ રાખવાથી થાય છે, **માયા** ( કપટ ) નો સંહાર સરળ બનવાથી થાય છે અને **લોભ**નું નિકન્દન સન્તોષ પકડવાથી થાય છે. આ કષાયોનો વિજય કરવા માટે ઇન્દ્રિયોને સ્વાધીન બનાવવી જોઇએ. ઇન્દ્રિયો ઉપર સત્તા મેળવવા મનને શુદ્ધ કરવાની આવશ્યકતા છે. મનની ઉચ્છૃંખલતાને રોકવાનું સાધન, વૈરાગ્ય અવસ્થા અને સત્ક્રિયાઓનો અભ્યાસ છે.* મનનો નિરોધ કરવામાં રાગ-દ્વેષ ઉપર અંકુશ મૂકવો ખાસ અગત્યનો છે. રાગ-દ્વેષ રૂપ મળને દૂર કરવાનું કામ સમતારૂપ જળનું છે. સમતા ગુણનો પ્રાદુર્ભાવ મમતાને અટકાવ્યા વગર કદાપિ થતો નથી. મમતાને દૂર કરવા—

" अनित्यं संसारे भवति सकलं यन्नयनगम् " ॥

—" સંસારમાં જે કાંઇ આંખથી દેખાય છે, તે બધું અનિત્ય છે " એવા અનિત્યભાવના અને તે સિવાય બીજી અશરણ વગેરે ભાવનાઓ ભાવવી જોઇએ. આ ભાવનાઓનો વેગ જેમ જેમ પ્રબળ થતો જાય છે, તેમ તેમ મમત્વરૂપ અન્ધકાર તે પ્રમાણમાં ક્ષીણ થતો જાય છે, અને તે પ્રમાણમાં સમતાની જળહળતી જ્યોતિ બહાર આવે છે. ધ્યાનનો મુખ્ય પાયો આ સમતા છે. આ સમતાની પરાકાષ્ઠાના પરિણામે કોઇ પણ એક વસ્તુ ઉપર એકાગ્રતા સિદ્ધ થઇ શકે છે. ધ્યાનની શ્રેણીમાં આવ્યા પછી

---

* " चञ्चलं हि मनः कृष्ण ! प्रमाथि बलवद् दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् " ॥
" असंशयं महाबाहो ! मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन च कौन्तेय ! वैराग्येण च गृह्यते " ॥
—ભગવદ્ગીતા.

પણ સિદ્ધિ-લબ્ધિઓ પ્રાપ્ત થતાં જો ફરી મોહમાં ફસાવાનું થાય, તો અધ:પાત થવામાં વાર લાગે નહિ; એ માટે ધ્યાની પુરૂષને પણ સમ્પૂર્ણ મોહનો ક્ષય જ્યાં સુધી ન થાય, ત્યાં સુધી પ્રતિક્ષણ સાવચેત રહેવાનું હોય છે. ધ્યાનની ઉચ્ચ અવસ્થાને 'સમાધિ' કહે છે; એ રસ્તે કર્મ સમૂહનો ક્ષય થાય છે અને એથી કેવલજ્ઞાન પ્રગટ થાય છે. કેવલજ્ઞાન વાળો જ્યાં સુધી શરીરધારી હોય છે, ત્યાં સુધી તે 'જીવન-મુક્ત' કહેવાય છે, અને શરીરનો સમ્બન્ધ છૂટયેથી પરબ્રહ્મસ્વરૂપી બને છે. માટેજ આ શ્લોકમાં કથન કરવામાં આવ્યું કે આત્મગુણોનો પ્રકાશ કરવાનું સાધન, ચિત્તની સમાધિદ્વારા કર્મરૂપ લેપને દૂર કરવો, એ છે. આ શ્લોકમાં 'સમાધિ' શબ્દથી સીધો અર્થ એજ સમજવાનો છે કે—જ્યારે ચિત્ત ઉપર કષાયો અને વિષયોનાં આક્રમણો થતાં અટકી જાય, ત્યારે તેવી ચિત્તની સ્થિતિને ચિત્તની **સમાધિ** કહેવામાં આવે છે. આવી સમાધિને લક્ષ્યમાં રાખીનેજ દરેક ક્રિયા, તપ, જપ કે ભક્તિ કરવાની છે.

**ध्यानं च मौनं च तपः क्रिया च नाध्यात्ममार्गाभिमुखीभवेच्चेत् ।**
**न तर्हि कल्याणनिबन्धनं स्याद् युक्ता हि लक्ष्याभिमुखी प्रवृत्तिः ॥४॥**

( 4 )

Meditation, silence, penances and sacred ceremonies if not practised with a view to self realization will not be productive of good result. Those efforts are commendable, that are directed towards ( the attainment of ) the goal.

**Notes**—When a men clearly understands the phenominal nature of things and the permanent centre of consciousness, the awakening of inner life takes place. He then recognises the unceasing panorama of vanishing forces and forms. Thus inwardly strengthened if he practises meditation &c, he would be

**successful in the attainment of the object in view, otherwise, all his practices would be of no avail.**

"ધ્યાન, મૌન, તપ અને અનુષ્ઠાન, એ બધું અધ્યાત્મના માર્ગની સમ્મુખ હોવું જોઇએ. એમ જો ન હોય, તો તે કલ્યાણનાં સાધક થઇ શકે નહિ. હમેશાં દરેક પ્રવૃત્તિમાં લક્ષ્ય બાંધવાની જરૂર છે. લક્ષ્યને સ્થિર કરી તદનુકૂલ પ્રવૃત્તિ કરવામાં આવે, તોજ તે પ્રવૃત્તિ સફળ થઇ શકે છે."—૪

**વ્યાખ્યા:—**

સાધ્યને લક્ષમાં નહિ લીધેલા ધનુર્ધરની બાણ ફેંકવાની ચેષ્ટા જેમ નિષ્ફળ જાય છે, તેમ સાધ્યને સ્થિર કર્યા વગર કરાતી તમામ ક્રિયાઓ નિરર્થક જાય છે. આત્મસ્વરૂપનો પૂર્ણ પ્રકાશ થવો, એ ખરૂં સાધ્ય દરેક ધ્યાનમાં રાખવું જોઇએ—પોતાના દૃષ્ટિબિન્દુ પર સ્થાપિત કરવું જોઇએ. એ સાધ્યને સિદ્ધ કરી આપનાર માર્ગની શોધ કરવી જોઇએ. માર્ગની શોધને માટે દુરાગ્રહનો ત્યાગ કરી શાસ્ત્રોનો ગર્ભ તપાસવો જોઇએ. પરમ જિજ્ઞાસુ-બુદ્ધિએ અને આત્મકલ્યાણની તીવ્ર ઉત્કંઠાથી અવલોકાતાં શાસ્ત્રોમાંથી આત્મોન્નતિનો નિષ્કલંક માર્ગ મેળવી શકાય છે.

જે મનુષ્ય પોતાના લક્ષ્યપર સ્થિર છે, તેને પોતાના પ્રયત્નમાં હાનિ ઉઠાવવી પડતી નથી. ધારેલા લક્ષ્યને ચૂકી જનાર મનુષ્યને પડતાં વાર લાગતી નથી. પેલો નટ કે જે વાંસ પર ચઢીને દોરડા ઉપર નાચ કરી રહ્યો છે અને જેને જોવા માટે હજારો માણસો એકઠા થયા છે, આવી સ્થિતિમાં—હજારો માણસોના શોર બકોર વચ્ચે તે નટ દોર પરથી નીચે જે પડતો નથી, તેમજ માથે પાણીનાં ભરેલાં બેડાં ઉઠાવીને ચાલતી સ્ત્રીઓ એક બીજીની સાથે વાતો કરતી જાય છે, હાસ્યવિનોદ કરતી જાય છે, તાલિઓ દેતી જાય છે, એમ છતાં પણ તેણીઓના માથા ઉપરથી બેડાં જે પડતાં નથી, તે બન્નેનું કારણ માત્ર એકજ છે, અને તે એજ છે કે—દોર પર નાચતા પેલા નટનું લક્ષ્ય ફક્ત પોતાના હાથમાં રાખેલા વાંસ ઉપર અને પેલી બેડાંવાળી સ્ત્રીઓનું લક્ષ્ય ફક્ત પોતાનાં માથાં ઉપર રહેલાં બેડાં ઉપરજ રહેલું છે. પેલો નટ કે પેલી સ્ત્રીઓ પોતાના નિશાનને ભૂલી જાય—પોતાના લક્ષ્યબિન્દુને ચૂકી જાય—પોતાની દૃષ્ટિને વાંસ કે પાણીનાં બેડાં ઉપરથી લગારમાત્ર જો ચલાયમાન કરે, તો તત્કાળ પેલો નટ દોર પરથી

નીચે પડે અને સ્ત્રીઓનાં બેડાં તેણીઓના માથેથી પડી જાય, એ દેખીતું છે. આ પ્રમાણે દરેક જગ્યાએ પોતાના લક્ષ્યબિન્દુને સ્થિર રાખવાની આવશ્યકતા છે. આત્મકલ્યાણને માટે પણ જે કાંઇ ક્રિયાઓ કરવામાં આવે છે, તેમાં પણ મૂલ ઉદ્દેશ બરાબર સમજવો જોઇએ. " અમુક ક્રિયા હું શા માટે કરૂં છું ? " એ દરેકે અન્તર્દષ્ટિથી વિચારવાનું છે. હમેશાં બાહ્ય સાધનો આભ્યન્તર સાધનોને પુષ્ટિ આપનારાં હોવાં જોઇએ; એટલે બાહ્ય સાધનોનો ઉદ્દેશ આભ્યન્તર સાધનોની પુષ્ટિ કરવાનો હોય છે. બીજા શબ્દોમાં, બાહ્ય સાધનો આભ્યન્તર સાધનોને વિકસિત કરવાને માટે સેવવામાં આવે છે. આમ હોવા છતાં પણ જો બાહ્ય સાધનોમાં એવી રીતે મચી રહેવામાં આવે કે જેથી ઉદ્દેશ્યનો લગારે સ્પર્શ ન થાય, તો ખૂબ યાદ રાખવું જોઇએ કે એથી સફલતા મેળવી શકાશે નહિ. મનની સ્વચ્છતા અને સદ્વર્ત્તનની પુષ્ટિ માટે ધાર્મિક ક્રિયાઓ કરવાની હોય છે. આમ હોવા છતાં પણ જો ધાર્મિક ક્રિયાઓ કરતાં મનની સ્વચ્છતા અને સદ્વર્તનની પુષ્ટિનો ઉદ્દેશ ભૂલી જવામાં આવે, તો સમજી રાખવું જોઇએ કે આખી જિન્દગી સુધી એવી લક્ષ્યચ્યુત ક્રિયાઓ કરવા છતાં પણ તેનું પરિણામ ' શૂન્ય ' સિવાય બીજું કશું આવતું નથી.

આપણે જોઇએ છીએ કે ભગવાનની પૂજા-સેવા અને ધર્મક્રિયાઓ કરનારાઓમાંના કેટલાકો એવા હોય છે કે જેઓનું વર્તન આપણને ત્યાંસુધી ખેદ ઉપજાવે છે કે એવાઓને ' ધર્માન્ધ ' કે ' ધર્મઠગ ' માનવાને આપણું મન તૈયાર થાય છે, આનું કારણ શું ? આનું કારણ એજ કે ધાર્મિક ક્રિયાઓ કરવા છતાં પણ એઓ એવા મલિનચિત્તવાળા રહ્યા કરે છે કે હડહડતું અસત્ય બોલતાં કે ખોટા ખોટા હિસાબો કરી ભોળા જીવોને ગળે છુરી ફેરવતાં પણ એઓ આંચકો ખાતા નથી. જ્યાં આવી મલિનવૃત્તિઓ કે આવી પાપવાસનાઓ હોય, ત્યાં આપણને તેવાઓની ધાર્મિક ક્રિયાઓનું પરિણામ સારૂં જણાય ખરૂં ? આપણને જો કે આશ્ચર્ય થઇ જાય છે કે પ્રતિદિન સેવા-પૂજા અને ક્રિયાઓ કરવા છતાં પણ ઠગવાની, થાપણ ઓળવવાની, ગરીબ માણસોનાં ઘર ઉખાડી નાંખવાની અને એવી બીજી અનેક ભયંકર પાપવૃત્તિઓ મનુષ્યોનાં હૃદયોમાં કેમ રહેતી હશે ? પણ એ ખુલ્લી વાત છે કે આત્મશ્રેય તરફ દૃષ્ટિ ગયા વગર-ઉદ્દેશ યા લક્ષ્યબિન્દુને સ્થિર કર્યા વગર જે

ગતાનુગતિક ક્રિયાઓ કરવામાં આવે છે, તેનું પરિણામ બીજું શું આવે ? તેવી ક્રિયાઓથી આત્મમળ કેવી રીતે દૂર થઇ શકે ? તેવી ક્રિયાઓ ભલે ધર્મની દૃષ્ટિએ કરાતી કહેવાતી હોય, પરન્તુ એથી જિન્દગી સુધરવાનું પરિણામ આવતું નહિ દેખાવાથી તેવી લક્ષ્યચ્યુત ક્રિયાઓને માન નહિ આપતાં માર્ગાનુસારિણી ક્રિયાઓને વિચારક મનુષ્ય માન આપે છે.

**द्वीपं पयोधौ फलिनं मरौ च दीपं निशायां शिखिनं हिमे च।**
**कलौ कराले लभते दुरापमध्यात्मतत्त्वं बहुभागधेयः ॥ ५ ॥**

( 5 )

In this very formidable Kaliyuga it is a rare and fortunate being alone that attains the unattainable spiritual knowledge which is like an island in ocean, a fruitbearing tree in a desert, a lamp during night or a hearth in winter.

" સમુદ્રની મુસાફરીમાં દ્વીપ, મરૂ દેશના સપાટ મેદાનમાં વૃક્ષ, ઘોર અંધારી રાત્રિમાં દીપક અને સખ્ત ટાઢની ઋતુમાં અગ્નિની જેમ આ વિકરાલ કાલમાં દુર્લભ એવા અધ્યાત્મતત્ત્વને મહાન્ ભાગ્યશાળી મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે. "—૫

**વ્યાખ્યા.**

વર્ત્તમાનકાળને હિન્દુધર્મશાસ્ત્રકારો 'કલિયુગ' કહે છે, જ્યારે જૈનશાસ્ત્રકારો પંચમ અર ( ભાષામાં પાંચમો આરો ) કહે છે. એ બન્ને ધર્મશાસ્ત્રકારોનો કહેવાનો ભાવ એકજ છે કે જેમ પ્રાચીનકાળમાં દિવ્યજ્ઞાની, બ્રહ્મજ્ઞાની મહાપુરૂષો વિહરતા હતા–દૃષ્ટિગોચર થતા હતા અને આધ્યાત્મિક અદ્ભુત શક્તિઓ પ્રાદુર્ભૂત થતી હતી, તેમ વર્ત્તમાનકાલમાં તેવા દિવ્ય મહર્ષિઓ અને તેવી આધ્યાત્મિક અલૌકિક શક્તિઓનો સદ્ભાવ રહેલો નહિ જોવાતો હોવાથી વર્ત્તમાનકાળ, પડતો કાળ છે અને તે માટે તેને 'કલિયુગ' અથવા 'પંચમ અર' કહેવામાં આવે છે.

પંચમ અરના સંબન્ધમાં લગાર જૈન પ્રક્રિયા જોઇ જવી પડશે—

જૈનશાસ્ત્રોમાં કાળના બે મોટા વિભાગો પાડ્યા છે. તેનાં નામ 'ઉત્સર્પિણી' અને 'અવસર્પિણી' છે. આ ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં સંખ્યા ન થઇ શકે એટલાં વર્ષો પસાર થઇ જાય છે. ઉત્સર્પિણી કાલ રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, શરીર, બલ, આયુષ્ય વગેરે સમ્પત્તિઓમાં ક્રમશઃ ચઢતો હોય છે, જ્યારે અવસર્પિણી કાળ તે સમ્પત્તિઓમાં પડતો હોય છે. ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળના છ વિભાગો પાડવામાં આવ્યા છે. તે પ્રત્યેક વિભાગને 'અર' (ભાષામાં 'આરો') કહેવામાં આવે છે. ઉત્સર્પિણીના છ અરો પૂરા થાય કે અવસર્પિણીના અર શરૂ થવા માંડે છે. વર્તમાનમાં ભારતવર્ષ આદિ ક્ષેત્રોમાં અવસર્પિણીનો પંચમ અર ચાલે છે. અવસર્પિણીના છ અરો પૈકી પ્રથમ અર અતિસમ્પન્ન હોય છે, બીજો સમ્પન્ન, ત્રીજો સમ્પન્ન અને હીન, ચોથો હીન અને સંપન્ન, પાંચમો હીન અને છઠ્ઠો અતિહીન હોય છે. આ અવસર્પિણીના છ અરોથી ઉત્સર્પિણીના છ અરો વિપરીત હોય છે. જેમકે—ઉત્સર્પિણીનો પહેલો અર અતિહીન, બીજો હીન, ત્રીજો હીન અને સંપન્ન, ચોથો સમ્પન્ન અને હીન, પાંચમો સમ્પન્ન અને છઠ્ઠો અતિસમ્પન્ન હોય છે.

આ બંને અવસર્પિણી—ઉત્સર્પિણીના ત્રીજા—ચોથા અરોમાં 'તીર્થંકરો' ઉત્પન્ન થાય છે. '**તીર્થંકરો**' કોણ છે ! એ જૈનદૃષ્ટિએ અહીં જોઈ જવું જોઇશે—

જેઓનો, અનેક જન્મોથી આત્મસ્વરૂપને વિકસિત કરવાનો અભ્યાસ થતે થતે, જે ભવમાં (જન્મમાં) કર્મોનો ક્ષય થવાથી ચૈતન્યસ્વરૂપનો પૂર્ણ પ્રકાશ થયો છે, તેઓ તે ભવમાં પરમાત્મા થયા કહેવાય છે. આ પરમાત્માઓના બે વિભાગો પડે છે—તીર્થંકરો અને સામાન્યકેવલજ્ઞાનિઓ. તીર્થંકરો જન્મથી વિશિષ્ટજ્ઞાનવાન્ અને અલૌકિકસૌભાગ્યશાલી હોય છે. એઓના સમ્બન્ધમાં અનેક વિશેષતાઓ કહેવામાં આવી છે. રાજ્ય નહિ પ્રાપ્ત થયા છતાં પણ આગળ ઉપર રાજ્ય મળવાનું હોવાથી રાજકુમાર જેમ રાજા કહેવાય છે, તેમ તીર્થંકરો બાલ્યઅવસ્થાથી કેવલજ્ઞાન ધારી નહિ હોવા છતાં અને અતએવ તેઓમાં વાસ્તવિક તીર્થંકરત્વ નહિ હોવા છતાં પણ તેજ જિન્દગીમાં તીર્થંકર થનાર હોવાથી તીર્થંકર કહેવાય છે. એઓને જ્યારે કર્મસમૂહનો ક્ષય થવાથી કેવલજ્ઞાન પ્રકટ થાય છે, ત્યારે તેઓ તીર્થની સ્થાપના કરે છે. 'તીર્થ' શબ્દનો અર્થ—

સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા, એ ચતુર્વિધ સંઘ છે, તીર્થંકરના ઉપદેશના આધારે તેઓના મુખ્ય શિષ્યો-જેઓ 'ગણધર' કહેવાય છે-શાસ્ત્રોની રચના કરે છે, જે બાર વિભાગોમાં વિભક્ત હોય છે; એ પ્રત્યેક વિભાગને 'અંગ' કહેવામાં આવે છે, અતઃ એ બાર વિભાગો 'દ્વાદશાંગી' કહેવાય છે. 'તીર્થ' શબ્દથી આ દ્વાદશાંગી પણ લેવાય છે, આવી રીતે તીર્થના સ્થાપનાર યા પ્રયોજક હોવાથી તીર્થંકર કહેવાય છે.

દરેક અવસર્પિણી અને ઉત્સર્પિણી કાલમાં (ત્રીજા-ચોથા આરમાં) ચોવીસ ચોવીસ તીર્થંકરો થાય છે. કોઇ પણ તીર્થંકર નવીન ધર્મ સ્થાપતા નથી, કિન્તુ પૂર્વે થઇ ગયેલા તીર્થંકરોથી પ્રકાશમાં આવેલા સનાતન પવિત્ર ધર્મને પુનઃ પ્રકાશમાં મૂકે છે. ધર્મના મુખ્ય પ્રકાશક તરીકેની દૃષ્ટિએ અને અતુલ લોકોત્તર પુણ્યસામ્રાજ્યને અંગે આ તીર્થંકર દેવને ઇશ્વર માનવામાં આવ્યા છે.

ઉપર બતાવેલી વિશેષતાઓ વગરના કેવલજ્ઞાનધારી વીતરાગ પરમાત્માઓ સામાન્યકેવલી કહેવાય છે. એઓ પ્રાયઃ તીર્થંકરોના શરણાશ્રિત થઇને કેવલજ્ઞાનને પ્રાપ્ત થયેલા હોય છે. ગમે તેનો આત્મા કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી તીર્થંકરના આત્મા જેવોજ બને છે. એ બંનેમાં અનન્તજ્ઞાનઆદિ આત્મિક પ્રકાશ તદ્દન સરખો હોય છે, માત્ર બાહ્ય અવસ્થા-વ્યવહારસ્થિતિમાં ફરક રહે છે. જે તીર્થંકરો અને સામાન્ય કેવલજ્ઞાનિઓ આયુષ્ય પૂર્ણ થયે મોક્ષપદને પામે છે, તેઓ ફરીને સંસારમાં આવતા નથી; એથી એ સમજવાનું છે કે-સંસારમાં જે જે આત્માઓ તીર્થંકર બને છે, તે એક પરમાત્માના અવતાર રૂપે નથી, કિન્તુ સર્વ તીર્થંકરો જુદા જુદાજ આત્માઓ છે. મુક્ત થયા પછી સંસારમાં અવતાર લેવાનું જૈનસિદ્ધાન્તને સમ્મત નથી. અસ્તુ.

કરાલ કલિકાલને બતાવતાં પ્રસંગતઃ બીજી હકીકતો પણ જોવાણી. હવે આપણે પ્રસ્તુતમાં જોવું જોઇએ કે-જેમ મહાસાગરની મુસાફરીમાં ઘણા દિવસો નહિ, પણ ઘણા મહીનાઓ પસાર થઇ ગયા છતાં પણ કોઈ દ્વીપ ન મળે, તો મુસાફરોને કેટલી મુંઝવણ થાય છે; મારવાડના સપાટ મેદાનમાં મનુષ્ય ચાલ્યો જાય છે, તે વખતે વૈશાખ મહીનાનો પ્રખર તાપ પડી રહ્યો છે, એવી અવસ્થામાં ગરમીથી તંગ થયેલા, તૃષાથી વિ-

જ્જલ બનેલા અને ચાલવાના પરિશ્રમથી મુંઝાયલા તે માણસને રસ્તામાં કોઇ વૃક્ષ પણ જો ન મળે, તો તેને કેટલો બધો ગભરાટ થાય છે; જંગલમાં આવી ચઢેલા માણસને ઘોર અંધારી રાત્રિ કેવી પિશાચની જેવી લાગે છે, તેવી સ્થિતિમાં તેને લગારે પ્રકાશ જોવામાં ન આવે, તો તે વખતે તેનું હૃદય કેટલું ભડકી ઉઠે છે; ઠંડી ઋતુમાં, વળી હિમ પડ્યો હોવાથી વસ્ત્રરહિત દરિદ્ર માણસને એવી સખ્ત ટાઢ ચડી ગઇ હોય કે જેને માટે અગ્નિનો તાપ લેવાની જરૂર રહેતી હોય, તો એવી સ્થિતિમાં તેને એવા રણવગડામાં કદાચ અગ્નિનો યોગ ન મળે, તો તેની શી દશા થાય ? વાચક ! આથી વધુ ભયંકર સ્થિતિ અધ્યાત્મરહિત જિન્દગીવાળાઓને માટે સમજવી જોઇએ.

ઉપરની હકીકત ઉપર નજર કરતાં જણાઇ આવે છે કે જેમ સમુદ્રની મુસાફરીએ નિકળેલાઓ દ્વીપની રાહ જોઇ રહ્યા છે, મરૂદેશના સપાટ મેદાનમાં ચાલનાર મનુષ્ય વૃક્ષની શોધ કરી રહ્યો છે, જંગલમાં આવી ચડેલો માણસ, ઘોર અંધકારનો ફેલાવ થતે પ્રકાશ દેખવા તરફ નજર કરી રહ્યો છે અને પેલો શરદીથી ઠરી ગયેલો, અગ્નિ મેળવવા તરફ તાક મારી રહ્યો છે, તેજ પ્રમાણે જગતના પ્રાણિઓને પણ અધ્યાત્મની તેટલીજ આવશ્યકતા ( જેટલી પેલાઓને દ્વીપ, વૃક્ષ, દીપક અને અગ્નિની છે, ) હોવાથી દરેક પ્રાણીએ અધ્યાત્મની શોધ કરવાની છે. ટાઢે મરતો માણસ અગ્નિને માટે જેટલો આતુર રહે છે, તેટલીજ આતુરતા અધ્યાત્મને માટે જાગૃત થવી જોઇએ.

કોઇ પણ વસ્તુ મેળવવા માટે પહેલાં તે વસ્તુની ઇચ્છાનો અંકુરો ફુટે છે, ત્યાર પછીજ તે વસ્તુ મેળવવા પ્રયાસ કરવામાં આવે છે. જેમ જેમ ઇચ્છા પ્રબળ થતી જાય છે, તેમ તેમ ઉદ્યમ કરવા તરફ વધુ વીર્યસ્ફુરણ થાય છે. આ પ્રમાણે પ્રસ્તુતમાં પણ આધ્યાત્મિક જિન્દગી પ્રાપ્ત કરવાને પહેલાં અભિલાષા ઉત્પન્ન થવી જોઇએ, ત્યારેજ તેને માટે પ્રયત્ન કરી શકાશે. ઉપર્યુક્ત દ્વીપ, વૃક્ષ, દીપક અને અગ્નિને મેળવવાને આતુર થયેલા માણસો સદ્ભાગ્યે તે પોતાના ઇષ્ટને મેળવી શકે, પણ અધ્યાત્મમાર્ગ મેળવવો એ સુકર નથી. અરે ! આત્મોન્નતિના રસ્તે ચાલવાને ઉમેદવાર થવું, એ પણ ક્યાં સુલભ છે ? વાડી, લાડી, ગાડીનો રંગ જોઇને જેઓની આંખો ચક્કર ખાઇ

જતી હોય, જગતનાં લીલાં પીળાં જોઇને જેઓનાં હૃદયો ઉદ્દભ્રાન્ત જતાં હોય, સંસારના શણગારો દેખી જેઓની ઇન્દ્રિયો દ્રવીભૂત થઇ જતી હોય, દુનિયાનો ઠાઠમાઠ જોઇને જેઓનું મન ઝાલ્યું ન રહેતું હોય અને વિષયરસરૂપ અગ્નિમાં જેઓનો આત્મા પતંગિઓ બની જતો હોય, એવા અવિવેકિઓ અથવા વિવેક ઉપર સ્થિર નહિ રહેનારાઓને, ઓછામાં પૂરા આ કલિકાલમાં આધ્યાત્મિક જીવન ઉપર પ્રેમ પ્રકટ થવો, એ સુલભ નથી.

વર્ત્તમાન જમાનામાં નવા નવા વિજ્ઞાનના આવિષ્કારો નિકળતા જોઈ ઘણાઓના હૃદયમાં એવી અસર ઉત્પન્ન થયેલી જોવાય છે કે જેથી તેઓ અધ્યાત્મમાર્ગને તુચ્છ ગણવા લાગે છે, પાશ્ચાત્યવિદ્યાથી અંજાઇ ગયેલા ઘણાઓ એવા જોવામાં આવે છે કે તેઓ કેવલ પ્રત્યક્ષ-પ્રમાણના પક્ષપાતી બની ગયા છે, અને એનુંજ એ પરિણામ જોવામાં આવે છે કે તેઓ આત્મોન્નતિને કંઇ ચીજ સમજતા નથી.

એ દેખીતું છે કે નાસ્તિકના વિચારો ભોળાહૃદયવાળા માણસોમાં જેટલી ઝડપથી છાપ બેસાડે છે, તેટલી ઝડપથી આસ્તિકના વિચારો બેસાડી શકતા નથી. આનું કારણ અવ્વલ તો જીવોની અનાદિકાલની મોહવાસના છે. અને એ સિવાય બીજું પ્રધાન કારણ વિચારશક્તિનો અભાવ છે.

વર્ત્તમાનમાં પોતાની સ્વતન્ત્ર કલ્પનાઓ ઉપરજ વિશ્વાસ રાખવાનું પ્રાય: વધુ પસંદ કરવામાં આવે છે અને એથીજ પ્રાચીન મહર્ષિઓના જ્ઞાનપૂર્ણ ઉપદેશોનો આધાર ન લેવાને લીધે ઘણી વખતે માન્યતાઓ બાંધવામાં મોટી મોટી ગેરસમજૂતીઓ ઉભી થાય છે; અને પાછળથી પોતાને અનુકૂલ ઉત્તેજકો મળવાથી પોતાના સિદ્ધાન્તોમાં દુરાગ્રહ બંધાઈ જાય છે, છેવટે હૃદય આસ્તિક્યથી એવું પતિત થાય છે કે જીવન અવ્ય-વસ્થિત બની જાય છે.

આ વિષમકાળમાં, ઉપર કહ્યા પ્રમાણે, અધ્યાત્મની વિરૂદ્ધમાં વિચાર ધરાવનારો વર્ગ અધિક ફેલાયલો હોવાથી, વિજ્ઞાન–રસાયનના પ્રયોગો દ્વારા જડપદાર્થોના ચમત્કારો વધતા જવાથી અને ફેશનની છટા ઉપર લોકોનાં ચિત્ત અધિકાધિક ખેંચાતાં જતાં હોવાથી, અધ્યાત્મમાર્ગ સુલભ

કહેવાયજ ક્યાંથી ? સુલભ નહિ, દુર્લભ નહિ, પરન્તુ અતિદુર્લભ કહીએ, તો તે મારી દૃષ્ટિ પ્રમાણે અત્યુક્તિ નથી.

આજકાલ જોઇએ છીએ કે "મત મતાન્તરો વધતાં જાય છે, સમ્પ્રદાયોમાં પાર્ટિઓ પડતી જાય છે, સમાજોમાં પરસ્પર વૈમનસ્ય વધતું જાય છે, ભિન્ન ભિન્ન ધર્મવાળા વર્ગોમાં દ્વેષાનલ પ્રજ્વલિત થતો જાય છે, પોતાની મહત્તા કે પોતાનું ગૌરવ જાળવવા માટે બીજાઓને હલકા પાડવાની બુદ્ધિએ લાખો રૂપયા બરબાદ કરવામાં આવે છે." આવી વર્તમાન પરિસ્થિતિ જોતાં કેટલાક દુર્બળહૃદયવાળાઓની ધર્મ ઉપરથી શ્રદ્ધા ઉઠતી જાય છે અને તેઓ આત્મોન્નતિના માર્ગથી બહિષ્કૃત થાય છે.

સંન્યાસિઓ, સાધુઓ કે મહાત્માઓના આપસમાં થતા ઝઘડાઓ પણ ભોળા લોકોને ધર્મભ્રષ્ટ થવામાં કારણ બને છે. એકન્દર દ્વેષ, દુરાગ્રહ, મમતા, યશોભિલાષ, ક્રોધ અને દંભનાં વાતાવરણોનો બહુ પ્રચાર થયેલો હોવાથી ઘણા અવિચારકોના હૃદયમાંથી ધર્મભાવના ઉડી જાય છે.

આ ઉપરથી પ્રસ્તુત શ્લોકમાં કહ્યા પ્રમાણે આત્મોન્નતિના માર્ગની દુર્લભતા સમજી શકાય છે: પરંતુ જે વિચારક છે, તેને માટે કંઇ દુર્લભ નથી. સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરનાર અને વસ્તુતત્ત્વને સમજી શકનાર મનુષ્યો ગમે તેવા સંયોગોમાં પણ પોતાનું કર્તવ્ય ચૂકતા નથી. દુનિયામાં ગમે તેટલા બખેડાઓ ઉભા થાય, ગમે તેવી મોહની જાળ પથરાય અને ગમે તેવાં રાગ-દ્વેષનાં વાતાવરણો ફેલાય, પરન્તુ એથી સમજુ માણસોને આત્મોન્નતિના રસ્તે ચાલવામાં અટકાયત આવેજ શાની ? સત્ય વસ્તુ હમેશાં નિશ્ચલ છે, ત્રણે કાળમાં અબાધ્ય છે. તે સત્યનું જેઓને ભાન થયું છે, તેઓ, સત્યના વિરોધિઓના હુમલાઓની વચ્ચે થઇને પણ અસ્ખલિત ચાલ્યા જાય છે. જેઓના હૃદયમાં સત્ય તત્ત્વનો પૂરેપૂરો વિશ્વાસ જામી ગયો છે, તેઓને સત્યથી પતિત કરવા માટે જગતનાં કુતૂહલો, દુનિયાના નાટચરંગો કે વિજ્ઞાનની કલાઓ સમર્થ થઇ શકતી નથી, અરે ! ઇન્દ્રની ઇન્દ્રજાળ પણ તેવા સત્યાગ્રહિઓ આગળ ફોગટ જાય છે.

આ માટે દરેક મનુષ્યે એ સમજી રાખવાનું છે કે આત્મોન્નતિના રસ્તે નહિ આવી શકવાનો દોષ, કાળ ઉપર કે દેશ-ક્ષેત્ર ઉપર મૂકવો ન જોઇએ. પોતાનું તપાસવું જોઇએ કે-' મારા મનની દૃઢતા ક્યાં સુધી છે ?'

પોતે દઢ હોય તો કોઈ તેનો વાળ વાંકો કરી શકનાર નથી, અને પોતાનુંજ ઠેકાણું ન હોય, તો બીજાઓ તેને ટાપલીઓ મારી જાય, એ શું બનવા જોગ નથી ?

હમેશાં, જીવનને સુધારનાર પવિત્રઉપદેશવાળાં પુસ્તકો વાંચવાનો નિયમ રાખવામાં આવે, મનનપૂર્વક પ્રાચીન મહર્ષિઓનાં વાક્યો વિચારવામાં આવે, તો લાંબે વખતે તેનું એ પરિણામ આવે છે કે બુદ્ધિ પરિપક્વ થાય છે અને તેમાંથી અનુભવજ્ઞાન પ્રકટ થાય છે; આવી સ્થિતિમાં મૂકાયા પછી ઉચ્છૃંખલ થવાનો ભય ટળી જવાથી જિન્દગી વ્યવસ્થિત અને પ્રતિદિન પવિત્ર થતી જાય છે; પરન્તુ એમાં એટલું યાદ રાખવું જોઇએ કે હમેશાં સારા મિત્રોની સંગતિ કરવાની જરૂર છે. દુરાત્માઓની સંગતિ કરવાથી સંગૃહીત કરેલા ગુણો પલવારમાં લોપ થવા માંડે છે. ઘણે ભાગે એમ જોવાય છે કે—સજ્જનો કરતાં દુર્જનો પોતાના પ્રયત્નમાં વધુ અને જલ્દી ફતેહમંદ નીવડે છે. દુર્જનોનો એ સ્વભાવ હોય છે કે તેઓ પોતાનાં દુર્વ્યસનોમાં પોતાના સ્નેહિઓને પણ સાથે લે છે. પોતાની કુટેવો અને ખરાબ ચાલમાં પોતાના મિત્રોને પણ ઝંપલાવવા, એ દુરાત્માઓનો મુખ્ય ઉદ્દેશ હોય છે. ત્યારેજ કહેવામાં આવ્યું છે કે—“ **स्वयं नष्टा दुरात्मानो नाशयन्ति परानपि** ”। આવા અધમ મનુષ્યોની સોબતથી ડાહ્યા માણસ પણ ગાંડા, પંડિત માણસ પણ મૂર્ખ અને આબરૂદાર માણસ પણ કલંકિત થાય છે એ માટે મુખ્યતયા સત્સંગતિ ઉપર વધુ લક્ષ્ય આપવાનું છે. ઉત્તમ ગુણો મેળવવાનું પ્રથમ સાધન સત્સંગતિ સિવાય બીજું કશું નથી.* સત્સંગતિ, ધર્મશાસ્ત્રોનું વાંચન અને તત્ત્વમનન, એ ત્રિપુટીનો અહર્નિશ સમાગમ રાખવામાં આવે, તો ગમે તેવા વિષમકાળમાં પણ મનુષ્ય પોતાની જિન્દગીને પવિત્ર બનાવી શકે છે, એ નિઃસન્દેહ વાત છે.

**जरा जराया मरणं च मृत्योः सर्वापदानामपि राजयक्ष्मा ।**
**जन्मद्रुबीजाग्निरनन्तविघ्नानिदानमध्यात्ममहोदयश्रीः ॥ ६ ॥**

( 6 )

The resplendent spiritual light is the vanquisher

---

* “ **सत्सङ्गतिः कथय किं न करोति पुंसाम् ?** ”– ભર્તૃહરિ.

of the old age, annihilator of death consumer of all diseases, conflagration to the seed of the tree of birth and death, and the instrument of limitless knowledge.

**Notes**—If a man attains spiritual wealth by the awakening of the inner life i. e. by subjugating his carnal desires and passions, he has nothing to fear from the mundane bonds of this phenomenal world and he thus rises above the sufferings resulting from the inordinate revelling in and enjoying of the perishable things around us and thus conquers old age, disease and death ( the great master of mundane things ).

" સહુ જાણે છે કે જરા, મરણ અને રોગો દરેક પ્રાણીને રહેલાં છે. પરન્તુ એથી લગારે ગભરાવાનું કામ નથી. તે જરાના માથે પણ જરા છે, તે મૃત્યુને માથે પણ મરણ છે અને સર્વ આપત્તિઓને લાગુ પડે તેવો ક્ષયરોગ પણ છે. તે કોણ? મહોદય મેળવી આપનારી અધ્યાત્મ-લક્ષ્મી. આધ્યાત્મિક જિન્દગી જરાને પણ ઘરડી બનાવે છે, અર્થાત્ જરાથી થતું આક્રમણ અટકાવે છે. આધ્યાત્મિક વર્તન મૃત્યુને પણ મરણરૂપ છે, અર્થાત્ મૃત્યુને પણ મારી નાંખે છે—મૃત્યુને પાસે આવવા દેતું નથી. આધ્યાત્મિક માર્ગ, સમગ્ર વિપત્તિઓને પણ એવો ક્ષયરોગરૂપ થઇ પડે છે કે તે વડે સર્વ વિપત્તિઓ ક્ષીણ થઇ જાય છે. જન્મરૂપ વૃક્ષના બીજને બાળી નાંખવામાં અગ્નિ સમાન અને અનન્ત વિદ્યા ( સર્વજ્ઞતા ) મેળવવાનો માર્ગ, એકમાત્ર તે અધ્યાત્મ છે. "—૬

**વ્યાખ્યા.**

સંસારમાં જન્મ, જરા, મરણ તથા આધિ, વ્યાધિ, શોક, સન્તાપ વગેરે અનંત દુઃખો આપણને અનુભવસિદ્ધ છે. તે દુઃખોથી બહાર નિકળી જવું, એજ પુરૂષનો પુરૂષાર્થ છે, પુરૂષાર્થ કર્યાં સિવાય કંઇ કામ સિદ્ધ થઇ શકતું નથી. દુનિયાનાં સર્વ કાર્યો પુરૂષાર્થ ઉપર આધાર રાખે છે. પુરૂષાર્થ વગર એક સળી પણ ઉઠાવી શકાતી નથી. એક આંગળી ઉંચી કરવામાં પણ પુરૂષાર્થની અપેક્ષા રહેલી છે. જ્યારે આમ હકીકત છે, તો

પછી સંસારના દુઃખસાગરને ઓળંગી જવાનું અતિદુષ્કર કાર્ય પુરૂષાર્થ કર્યા વગર બની શકે ખરું ? લમણે હાથ મૂકી ભાગ્ય ઉપર બેસી રહેવું, એ અજ્ઞાનતાનું પરિણામ છે. ખૂબ ધ્યાનમાં રાખવું જોઇએ કે—ઉદ્યમ વગર ભાગ્ય ઉપર આધાર રાખી બેસી રહેનારાઓ પોતાનું પુરૂષત્વ ખોઇ નાંખે છે. ભાગ્ય પણ ઉદ્યમનો આધાર રાખે છે. ઉદ્યમ વિનાનું ભાગ્ય પાંગળું છે. ભાગ્યની ગતિ ઉદ્યમથી થાય છે. ભાગ્યને જય આપનાર ઉદ્યમ છે. અતએવ ઉદ્યમને ભાગ્યનો **બાપ** ગણવામાં આવે છે. ' ભાગ્ય છે કે નહિ ' એ વાત પ્રબળ પુરૂષાર્થ કર્યેથી જાણી શકાય છે. થોડોક ઉદ્યમ કર્યો અને કામ સિદ્ધ થયું નહિ, એટલાવતા ' ભાગ્ય નથી ' એમ કોઇએ માનવાનું નથી. સમ્પૂર્ણ પુરૂષાર્થ ફોરવવો જોઇએ, એમ છતાં જો કામ સિદ્ધ ન થાય, તો પોતાના ઉદ્યમનું અવલોકન કરવું જોઇએ કે—" મારા ઉદ્યમમાં કાંઇ ખામી તો રહી ગઇ નથી ? " આવી રીતે શુદ્ધ વિચારદૃષ્ટિથી પુરૂષાથ કરનારાઓ પોતાના સાધ્યને સિદ્ધ કરવા ફતેહમંદ થઇ શકે છે. એ માટેજ એમ કહેવામાં આવ્યું છે કે—

" **यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ?** " ।

અર્થાત્—પ્રયત્નો કર્યે છતે પણ કામ ન સધાય તો '**अत्र को दोषः?**'—આમાં શો દોષ અર્થાત્ શું ખામી રહી ગઇ છે ? એ ' **गवेषणीयम्*** '—શોધવું જોઇએ.

મોદકનો થાળ પાસે પડયો હોય, પણ હાથ હલાવવાનો ઉદ્યમ કરવામાં ન આવે, તો કોઇનું પેટ ભરાતું નથી, એ જાણીતી વાત છે. કીડી, મંકોડીમાંથી નિકળી આપણે જે મનુષ્ય અવતારને પ્રાપ્ત થયા છીએ, તે પુરૂષાર્થ કર્યાનુંજ પરિણામ છે. જે બાળક એક વખતે સલેટ ઉપર એકડો ઘુંટે છે, તેજ, એક સમયે ઉમરમાં વધેલો હોવાની સાથે જ્ઞાનમાં વધેલો દેખાય છે—એમ. એ. ની ડિગ્રી અથવા ' **ન્યાયતીર્થ** ' આદિ પદવીઓને પ્રાપ્ત થયેલો જોવાય છે, એ કોનો પ્રતાપ છે ! કહેવું જોઇશે કે પુરૂષાર્થનો. પરમાત્મા **મહાવીર**, મહાત્મા **બુદ્ધ**, **શ્રીકૃષ્ણચન્દ્રજી**, **શ્રીરામચન્દ્રજી** વગેરે જે મહાપુરૂષો થઇ ગયા છે અને જેઓની કીર્તિપતાકા

* ' **गवेषणीयम्** ' એ ઉપરથી અધ્યાહાર લેવાનો છે.

હજી પણ દેશોદેશમાં ફરકી રહી છે, તેઓ એક વખતે ખરેખર આપણા જેવાજ હતા, છતાં સમસ્ત દુનિયામાં આવા પૂજ્ય તરીકે મનાયા, તે પુરૂષાર્થ સિવાય બીજા કોઇનો પ્રભાવ હોઇ શકે ખરો ?

ઉપરની હકીકતથી પુરૂષાર્થ કેટલો મહત્ત્વનો છે ? કેટલો અગત્યનો છે ? તે દરેકે સમજવાની જરૂર છે. કોઇએ સુસ્ત થવું ન જોઇએ. ઉદ્યમની પ્રબલતાથી ભાગ્ય ઉપર પણ આક્રમણ કરી શકાય છે. પુરૂષાર્થરૂપ શસ્ત્રથી કર્મનાં આવરણો પણ ભેદી શકાય છે. પુરૂષાર્થી મનુષ્ય ભાગ્યનું અવલોકન કર્યા વગરજ ઉદ્યમમા આગળ વધે છે. મનની દઢતા, એ મનનો પુરૂષાર્થ અને શરીરનું શૌર્ય અથવા સહિષ્ણુતા, એ શરીરનો પુરૂષાર્થ છે. એ બને પુરૂષાર્થોનો અમલ કરનારા કેટલો વિજય મેળવે છે, એને માટે **હેમચન્દ્રાચાર્ય, હીરવિજયસુરિ, શંકરાચાર્ય** વગેરેનાં જ્વલંત ઉદાહરણો મજબૂત સાક્ષી છે.

આપણે પુરૂષાર્થની આવશ્યકતા જોઇ. પરન્તુ તે પુરૂષાર્થ અસ્થાન ઉપર કરવામાં આવે, તો તેનું પરિણામ સારૂં આવતું નથી. કસાઇ, શિકારી વગેરે પણ પશુવધ કરવામાં પુરૂષાર્થ ફોરવે છે, પણ તેવો પુરૂષાર્થ શા કામનો ? તેવા પાપમય પુરૂષાર્થથી આત્માની નર્ગ અધોગતિ થાય છે. સમાજના હિતમાટે–સમગ્ર જગતના કલ્યાણાર્થે તથા પોતાના જીવનને ઉન્નત બનાવવા વાસ્તે ઉદ્યમ કરવાની જરૂરીયાત છે. તેજ પુરૂષાર્થ કરવાનાં ક્ષેત્રો છે. બાકી તો ઘરનો કે કુટુંબનો આગેવાન મનુષ્ય પણ પોતાના ઘરને પાળવા કે કુટુંબને પોષવા પુરૂષાર્થ કરે છે, લક્ષ્મીના લોભી, લક્ષાધિપતિ કે કોટીશ્વર થવા મથે છે, એવા સ્વાર્થપરાયણ પુરૂષાર્થો કરવામાં કંઈ મહત્તા નથી. પોતાનું પેટ ભરવામાં તો દરેક ઉદ્યમશીલ હોય છે. પરંતુ એમાં પરમાર્થદષ્ટિએ શું વળ્યું ?

ઉંચી દષ્ટિ કરી વિચાર કરનારાઓ સારી પેઠે સમજે છે કે ખરો પુરૂષાર્થ એજ કહી શકાય કે જે પુરૂષાર્થથી જગત્‌નું કલ્યાણ થવાની સાથે પોતાનો આત્મા ઉન્નત બને. આવો પવિત્ર પુરૂષાર્થ કરવાથી એવાં પવિત્ર પુણ્યો સંચિત થાય છે કે જેને પરિણામે સુખ–સમૃદ્ધિ મળવાની સાથે આત્મોન્નતિની સામગ્રી તરીકે સદ્બુદ્ધિ, વિચારશક્તિ, મહોત્સાહ, દઢતા, ઉદારતા, સન્તુષ્ટતા વગેરે ઉંચા ગુણોનો ખજાનો પ્રાપ્ત થાય છે, અને એવાં સાધનો મળ્યેથી આત્મોન્નતિનાં ક્ષેત્રોમાં વધુ આગળ વધી

શકાય છે, છેવટે આત્માની એ શક્તિનો વિકાશ થાય છે કે જેને લીધે પોતાની ચિત્તવૃત્તિઓ ઉપર પૂરી સત્તા જમાવી શકાય છે; આવી સ્થિતિમાં આવ્યા પછી કર્મનાં આવરણો ઢીલાં પડી જાય છે અને આત્માનો ચૈતન્યપ્રદીપ જળહળતો પ્રકાશવા લાગે છે. આ પ્રકારની અવસ્થા પ્રાપ્ત થયા પછી—પ્રસ્તુત શ્લોકમાં જણાવ્યા પ્રમાણે—જરાનું આક્રમણ રહેતું નથી, મરણનો ઉપદ્રવ ટળી જાય છે અને આધિ, વ્યાધિ, ઉપાધિ, શોક. સન્તાપ વગેરે તમામ દુશ્મનોનો પ્રલય થઇ જાય છે. આવી ઉંચી હદમાં આવ્યા પછી લગારે અવિદ્યાનું વાદળ રહેતું નથી અને એથીજ જન્મરૂપી વૃક્ષ દગ્ધ થાય છે. આ પ્રમાણે પૂર્ણ કૃતાર્થ બનેલો આત્મા પરબ્રહ્મસ્વરૂપી થાય છે. પરબ્રહ્મસ્વરૂપી થવું—સમ્પૂર્ણ પ્રકાશમાન આત્મા બનવું, એજ ક્રમશ: વધતી ઉન્નતિનું ચરમ ફલ છે. એને માટે અધ્યાત્મના માર્ગમાં અહર્નિશ પ્રયત્નશીલ રહેવું, એજ આ શ્લોકનું રહસ્યભૂત તાત્પર્ય છે.

**तेऽपि प्रचण्डा मदनस्य बाणाश्छिद्राकुलं यैः क्रियते तपोऽपि।**
**अध्यात्मवर्माऽपिहिते तु चित्ते निःसंशयं कुण्ठिततां भजन्ते॥७॥**

( 7 )

Before the neverfailing shafts of cupid, even austerities are rendered vulnerable but surely they take no effect on mind armoured with spiritual light.

" તે કામદેવનાં પ્રચંડ બાણો—જે તપની અંદર પણ સેંકડો છિદ્રો કરી મૂકે છે—અધ્યાત્મરૂપ બખ્તરથી ઢંકાયલા ચિત્તને કંઇ હાનિ કરી શકતા નથી; ઉલટાં—તે બખ્તરનો પ્રત્યાઘાત લાગવાથી—તે કામનાં બાણો બુંઠાં પડી જાય છે. "—૭

**વ્યાખ્યા.**

આપણે એ પ્રત્યક્ષ જોઇએ છીએ કે સંસારના સપાટ મેદાનમાં કામનું શાસન કેવું અસ્ખલિત ચાલે છે. આ કામનું પ્રાબલ્ય ત્યાં સુધી છે કે એનાથી કેટલાક મુનિઓ પણ લડથડિયું ખાઇ ગયા છે. ઘોર તપશ્ચર્યા કરનારા તાપસોને પણ આ **કામ**રાજાએ ધર્મભ્રષ્ટ કરી નાંખ્યા છે. આવા શૂરવીર કામની સ્હામે થવાને માટે અધ્યાત્મરૂપ **બખ્તર** ધારણ

કરવાની જરૂર છે. એ બખ્તરને ધારણ કરવાથી કામનાં ગમે તેટલાં પ્રચંડ બાણો પણ આઘાત કરી શકતાં નથી.

જે મનુષ્યના મનોમંદિરમાં વૈરાગ્યરસનો પ્રવાહ વહ્યા કરતો હોય, જેના હૃદયપ્રદેશમાં ઉંચી ઉંચી ભાવનાઓનો વજ્રલેપની જેમ લેપ લાગેલો હોય, જેણે પોતાની ઇન્દ્રિયો ઉપર સમ્પૂર્ણ સત્તા મેળવેલી હોય, જેના અન્તઃકરણની વૃત્તિઓ મેરુપર્વતની જેમ નિષ્પ્રકંપ બનેલી હોય, જેનો આત્મા, મહાસાગરની જેમ પૂર્ણ ગંભીરતા ઉપર પહોંચ્યો હોય, જેની દૃષ્ટિ આત્મસ્વરૂપના લક્ષ્ય ઉપર સ્થિર રહ્યા કરતી હોય, જેના વિચારો દુનિયાના તમામ જન્તુઓ તરફ કરુણાથી પૂર્ણ હોય અને જેનું ચૈતન્ય ત્યાં સુધી વિકાસમાં આવ્યું હોય કે વિષયરૂપ અગ્નિનો સંયોગ થતે પણ જેના શરીરનો એક રોમ પણ વિકૃત ન થાય, એવા મહર્ષિને. તપસ્વિઓ ઉપર પણ વિજય મેળવનાર **કામદેવ** કિંચિત્ માત્ર પણ ક્ષત કરવાને સમર્થ થઇ શકતો નથી; તેવા મહર્ષિઓના ચૈતન્ય-તેજથી ઉલટો તે ( કામદેવ ) ભસ્મીભૂત થાય છે.

**अध्यात्मधाराधरसन्निपाते मनोमरौ पुष्यति योगबीजम् ।**
**पुण्याङ्कुरा निर्भरमुल्लसन्ति सर्वत्र शान्तिः प्रसरीसरीति ॥८॥**

**अध्यात्मभानौ प्रसरत्प्रतापे मनोनगर्यां परिभासमाने ।**
**कुतस्तमः ?, शुष्यति भोगपङ्कः, कषायचौरैः प्रपलाय्यते च ॥९॥**

**आनन्दपूर्णां च सुधां समाधिं वितन्वतेऽध्यात्मसुधाकराय ।**
**स्पृहा यदीये हृदि नाविरासीत् पशुर्नृरूपेण स मोघजन्मा ॥१०॥**

( ૪ )

With the pouring down of the shower of spiritual knowledge, the Seed of Yoga takes root in the barren mind, sprouts of merit, shoot forth in abundance and everywhere quietude reigns.

( 9 )

When Spiritural Light shines resplendent in the city of mind, how can there be any room for the darkness of ignorance ? The mire of desires dries up and the thieves of moral uncleanliness flee away.

( 10 )

The person with no yearning after the spiritual moonlight productive of blissful and nectarlike concentration lives to no purpose, like a beast though endowed with the form of men.

" **મન**રૂપ મરૂભૂમિ ઉપર અધ્યાત્મરૂપ મેઘ વરસવા માંડે, તો એનું પરિણામ એ આવે છે કે—યોગનું બીજ પુષ્ટ થાય છે, પુણ્યના અંકુરાઓ અધિકાધિક ઉલ્લસિત થવા પામે છે અને સર્વત્ર વણીજ શાંતિ પ્રસરે છે. "—૮

" **મન**રૂપ નગરીમાં પ્રખર પ્રતાપને ફેલાવતા અધ્યાત્મરૂપ સૂર્યનો ઉદય થવાથી અન્ધકાર ( અજ્ઞાનરૂપ ) નો અવકાશ ક્યાંથી રહે ? એ સિવાય તે સૂર્યના પ્રતાપથી વિષયભોગરૂપ કાદવ સુકાઇ જાય છે અને ક્રોધ, માન, માયા તથા લોભ, એ કષાયરૂપ ચોરો ત્યાંથી પલાયન કરી જાય છે. "—૯

" આનન્દપૂર્ણ સમાધિરૂપ સુધા ( અમૃત ) ને ફેલાવનાર, અધ્યાત્મરૂપ ચન્દ્રની સ્પૃહા જેના હૃદયમાં પ્રકટ થઇ નથી, તે ફોગટ જન્મવાળો મનુષ્ય, મનુષ્યની આકૃતિરૂપે એક પ્રકારનો **પશુ** છે. "—૧૦

**વ્યાખ્યા—**

એ નવું કહેવાનું રહેતું નથી કે—' આધ્યાત્મિક લાઇન ઉપર આવવાનો આધાર આત્મજ્ઞાન ઉપર રહેલો છે. '

" આત્મા પૃથ્વી નથી, આત્મા જળ નથી, આત્મા અગ્નિ નથી, આત્મા વાયુ નથી, આત્મા આકાશ નથી અને આત્મા રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ તથા શબ્દ નથી. આ તમામ પદાર્થોથી આત્મા નિરાળી વસ્તુ છે. આત્મા એ તમામ પદાર્થોનો માત્ર સાક્ષી છે." આ પ્રકારે સ્વતંત્ર ચૈતન્ય સ્વરૂપ આત્માને સમજ્યાથીજ આત્મા કર્મબન્ધનોથી મુક્ત થઈ શકે છે. આવી પ્રતીતિ, કે–" હું ધોળો છું, હું કાળો છું, હું જાડો છું, હું પાતળો છું, હું કુરૂપ છું, હું રૂપવાન્ છું, હું લંગડો છું."–મનુષ્યોમાં અનુભવાતી આપણે જોઈએ છીએ; પરન્તુ આ યથાર્થ નથી. શરીરના ધર્મો જુદા છે અને આત્માના ધર્મો જુદા છે. શરીરના ધર્મો આત્મામાં માનીએ, તો એના જેવી એકે મૂર્ખતા કહી શકાય નહિ. જો કે શરીરના સંબન્ધને લીધે વ્યાવહારિક દૃષ્ટિએ–ઉપચારથી શરીરના ધર્મોને 'હું" શબ્દ સાથે લગાવી, ઉપર કહી ગયા તેવા પ્રયોગો વિવેકી મનુષ્યો પણ કરે છે, પરન્તુ કહેવાનો આશય એ છે કે–તેવા પ્રયોગો વ્યવહારની ખાતર કરવા છતાં પણ યથાર્થ વસ્તુસ્થિતિ ભૂલવી જોઈએ નહિ. વસ્તુસ્થિતિએ પોતાના હૃદયમાં એ સમજી રાખવું જોઈએ કે–" તું બ્રાહ્મણ નથી, તું વૈશ્ય નથી, તું ક્ષત્રિય નથી, તું શૂદ્ર નથી; તું ધોળો, લાલ, પીળો કે કાળો નથી; તું જાડો, પાતળો, કાણો, આંધળો, લૂલો કે ઠૂંઠો નથી; તું વ્યાપારી, ગુમાસ્તો, વકીલ, બેરિસ્ટર, ન્યાયાધીશ, દીવાન, કલેકટર, કમીશનર, ગવર્નર, કે શહેનશાહ નથી; તું શરીરમાં બેઠો નથી, તું જમીન ઉપર રહ્યો નથી, તું પુરૂષ, સ્ત્રી કે નપુંસક નથી; તું ઉચ્ચ ગોત્ર કે નીચ ગોત્રવાળો નથી; મા, બાપ, બ્હેન, સ્ત્રી પુત્ર કે મિત્ર તારાં નથી; તું જન્મતો નથી, તું મરતો નથી; તને પાણી ભિંજાવી શકતું નથી, તને અગ્નિ બાળી શકતો નથી," આ પ્રકારે નિરીક્ષણ કરવાથી વિવેકનો પ્રાદુર્ભાવ થાય છે કે–ઉપર કહી ગયા તેમ–' આત્મા ખરેખર સમસ્ત જગત્થી અત્યંત વિલક્ષણ, નિર્લેપ સચ્ચિદાનન્દમય, અચ્છેદી, અભેદી, અક્રોધી, અમાની, અમાયી, અલોભી, અરૂપી, નિરંજન, નિરાકાર, પૂર્ણપ્રકાશ, પૂર્ણાનંદ, અને પૂર્ણબ્રહ્મ છે.' આવા પ્રકારનો સજ્જડ બોધ અને વિશ્વાસ થયા વગર આધ્યાત્મિક ઉન્નતિ તરફ પગલાં ભરી શકાતાં નથી. કહ્યું છે કે—

**" देहाभिमानपाशेन चिरं बद्धोऽसि पुत्रक ! ।**
**बोधोऽहंज्ञानखड्गेन तन्निष्कृत्य सुखी भव " ॥**

અને એમાં કશો ભિન્નભાવ જણાતો નથી. તેમજ એકરૂપે એનો વ્યવહાર થાય છે, એ પ્રમાણે પ્રકૃતમાં જુદા જુદા જળની પેઠે મળેલા સિદ્ધોમાં પણ 'એક ઇશ્વર' કે 'એક પરમાત્મા' એવો વ્યવહાર થવો અસંભવિત નથી.

---

અસંભવ એ ત્રિદોષથી રહિત એવું ઇશ્વરનું લક્ષણ "**परिक्षीणसकलकर्मा ईश्वरः**" એજ છે.

---

નહિ, તો તે લક્ષણમાં 'અસંભવ' દોષ સમજવો. જેમકે-મનુષ્યનું લક્ષણ કોઇએ 'વિષાણિત્વ' અર્થાત્ શૃંગયુક્તત્વ એવું રચ્યું, તો એ લક્ષણ 'અસંભવ' દોષથી ગ્રસ્ત છે. કેમકે સમગ્ર મનુષ્યસમાજમાં શૃંગનો અભાવ છે.

**લક્ષણના** ત્રણ દોષો જોયા. એ ત્રણ દોષોથી રહિત લક્ષણ, સુલક્ષણ અથવા યથાર્થ લક્ષણ કહેવાય. આ ઉપરથી લક્ષણનું પણ લક્ષણ એ પ્રકારે ઘડી શકાય છે કે-" असाधारणधर्मो लक्षणम् " અર્થાત્ જે વસ્તુનો જે અસાધારણ ધર્મ હોય, તે, તે વસ્તુનું લક્ષણ હોઇ શકે છે. ગાયનું લક્ષણ એજ હોઇ શકે કે ગાયનો જે અસાધારણ ધર્મ હોય. ગાયનો અસાધારણ ધર્મ એજ કહેવાય કે જે સર્વ ગાયોમાં બરાબર રહી કરીને ગાય સિવાય અન્યત્ર રહેજ નહિ. આજ અસાધારણ ધર્મનું સ્વરૂપ છે. કોઇ પણ વસ્તુનો અસાધારણ ધર્મ આવીજ રીતે સમજવો. ગાયનો અસાધારણ ધર્મ શૃંગ નથી, કેમકે શૃંગ, ભેંસ વગેરેમાં પણ છે.ત્યારે ગાયનો અસાધારણ ધર્મ શું શુક્લવર્ણ છે? ના, ગાયો બધી શુક્લવર્ણવાળી હોતી નથી,કાળી, પીળી પણ ગાયો હોય છે. તો ગાયોનો અસાધારણ ધર્મ એવો શોધવો જોઇએ કે જે બધી ગાયોમાં રહેતો હોય અને ગાય સિવાય બીજે ક્યાંય ન રહેતો હોય. આવો ધર્મ ગાયના ગળામાં જે **ગોદડી જેવું લટકે છે**, જેને સંસ્કૃતમાં 'ગલકંબલ' કહે છે, તે છે. આ ગલકંબલ સર્વ ગાયોમાં હોય છે, પરન્તુ ગાય સિવાય બીજા કોઇ જાનવરમાં હોતું નથી, એ માટે તે ગાયનો અસાધારણ ધર્મ કહી શકાય છે. અને અતએવ તે, ગાયનું લક્ષણ કહી શકાય છે. આ પ્રમાણે સર્વત્ર સમજી રાખવું કે જે વસ્તુનું લક્ષણ રચવું હોય, તે વસ્તુનો અસાધારણ ધર્મ શોધવો; અને તે અસાધારણ ધર્મને તે વસ્તુનું લક્ષણ કહેવું.

**देवं संसारिजीवेभ्यो भेदयति—**

**रागेण रोषेण वयं प्रपूर्णास्तथैव देवोऽपि हि सम्भवेच्चेत् ।**
**कस्तत्र चास्मासु च तर्हि भेदो विवेक्तुमर्हन्ति बुधा यथावत् ॥१६॥**

If it is possible for God to be full of passion, anger etc., like us the mortals then there is no difference between Him and us. The wise alone are are able to properly discriminate. ( 16 )

**દેવ સંસારી જીવોથી વિલક્ષણ છે—**

" જેવી રીતે આપણે બધાએ ( સંસારી પ્રાણિઓ ) રાગ-દ્વેષથી પૂર્ણ છીએ, તેવીજ રીતનો દેવ ( ઈશ્વર ) પણ યદિ સંભવતો હોય, તો પછી તેમાં અને આપણમાં ફરક શો રહેશે ? આ સંબન્ધી યથાર્થ પૃથક્કરણ વિદ્વાનોને કરવું ઘટે છે "—૧૬

**વિશેષ.**

રાગના ત્રણ ભેદો જૈનશાસ્ત્રકારો બતાવે છે. તે ત્રણ ભેદો—કામરાગ, સ્નેહરાગ અને દૃષ્ટિરાગ છે. પુરુષને સ્ત્રી પ્રત્યે અને સ્ત્રીને પુરુષ પ્રત્યે જે કામાભિલાષ ઉદ્ભવે છે, તે કામરાગ છે. પુત્રમિત્રાદિને લગતો પ્રેમ સ્નેહરાગ છે. સ્વાભિમત સમ્પ્રદાય, મત અથવા પન્થ ઉપર જે મોહ બંધાય છે, તે દૃષ્ટિરાગ છે. આ ત્રણે રાગમાંથી એક પણ રાગ રાખવા જોગ નથી. આ ત્રણે પ્રકારના રાગમાં દૃષ્ટિરાગ અતિદારુણ છે. એમ શાસ્ત્રકારો ફરમાવે છે. હેમચન્દ્રાચાર્ય વીતરાગસ્તવમાં કહે છે કે-

" कामराग-स्नेहरागावीषत्करनिवारणौ ।
दृष्टिरागस्तु पापीयान् दुरुच्छेदः सतामपि " ॥

—" કામરાગ અને સ્નેહરાગને તોડવા, એ દુષ્કર નથી, પણ દૃષ્ટિરાગને છેદવો, એ સન્તોને પણ દુષ્કર છે. "

દૃષ્ટિરાગનો ત્યાગ કરીને તત્ત્વદૃષ્ટિએ મધ્યસ્થભાવથી શુદ્ધ માર્ગની શોધ કરવી અને તે ઉપર આરૂઢ થવું એજ શ્રેયસ્કર છે.

રાગનો વિલય થતે દ્વેષ પણ સ્વતઃ વિલીન થઇ જાય છે. રાગ અને દ્વેષ એ બે ગાઢ સહચર છે. દ્વેષ કરતાં રાગ અતિદારૂણ છે, આત્માને સંતાપવામાં દ્વેષ કરતાં રાગ અધિક જોરદાર છે. સંસારરૂપ મહેલના એ બે મુખ્ય થાંભલા છે, એ બંનેનો ક્ષય કરવાથીજ પરમાત્મા બની શકાય છે. અતએવ ઈશ્વરમાં રાગ-દ્વેષનો અભાવ હોવાનું સુતરાં સિદ્ધ થાય છે.

**देवस्य वीतरागतां साधयति—**

**तस्मात् स देवः खलु वीतरागः प्रियोऽप्रियो वा नहि तस्य कश्चित्।**
**रागादिसत्ताऽऽवरणानि नाम तद्वांश्च सर्वज्ञतया कुतः स्यात् ?॥१७॥**

That God is therefore devoid of evil passions. He has no likes and dislikes. Passions &c., conceal Reality. How can one swayed by them be called omniscient ? ( 17 )

**Notes:**—Nature of Godhood—It is sometimes supposed that Jainism is an atheistic creed; but this is a notion born of ignorance. Jainism postulates the existence of God just as the Sānkhya or the Adwaita philosophy does and it is no more atheistic than either of them is. The word God is used in a variety of senses; and they may be explained as under.

( 1 ) Man-like personal Creator.

( 2 ) Creative logos, an all pervading and unmanifest Essence. This is supposed to unfold itself in the form of Universe, or the world is supposed to be simply a *mode of its* unfoldment.

( 3 ) Supreme Will, or Imagination, which by its mere volitional act brings into being all this Universe and can withdraw it within Itself.

( 4 ) Pure Consciousness as in Adwaitism.

( 5 ) Ideally Perfect Soul—a Soul that has reached the fullest spiritual development and that therefore can become a guide to other mortal beings.

These are some of the concepts of God. If to have the true meaning of the word, God, we shall have to put these definitions to a test of analysis. The idea of a Personal Creator, in the first place can not stand the test of reason; there are so many difficulties in accepting this idea. If we say that a personal God created this world, the first question arises why should God create the world at all ? Several varying answers are given to this question. One system says that it was His pleasure to do so, another says, that He wanted to manifest His glory and wanted beings to sing His praises, a third says, that He created this world so that men may attain perfection and so on. But none of these answers is satisfactory. If it was the pleasure of God to bring into existence this world we can attribute two imperfections to Him. First that He is not free from attachment and hatred ( Raga and Dwesha ), as He is supposed to take pleasure in creation, and secondly, this is far more serious, His creation is full of imperfections which in fact goes to prove His own imperfect nature - it detracts from Godhood! We see an amount of misery in the world. Can we say God takes pleasure in seeing His Creation miserable ? If He wanted to create, could He not have created a world inhabited by beings living in all happiness ? Men in

general are found to take to sinful path rather than the righteous one. Could God not have prevented this ? It is a blot on His omniscience that He could not foresee this and provide precautionary measures against it. We may credit God with the noble idea of affording opportunity to human beings to exalt themselves; but our first question is why should there have been imperfection at all ? And again why should the path to perfection have been made difficult so that very few men are found to attain it ? The answer that God wanted beings to praise Himself is also one to detract from God's perfection. In short, desire of any kind on the part of God implies a longing for making up some deficiency which goes against our idea of Godhood.

Can God be sharirin ( having body ) ? A little thought will convince us that He can not be. The real notion of God implies His being without limitations; but bodily form necessitates limitations. If He has a body it must be limited by space and other object outside it. This human conception of God is found among men that are on a lower stage of development and that therefore are unable to form abstract conception and true meaning of God. If we analyse the notion from a philosophic point of view we see that the notion of God having a physical or ethereal body or having any desires is wholly irrationl. In other words the idea of a personal God does not stand the test of reason.

Similar objection can be urged against God being

considered as Creative Logos. We may say in general that whoever is in need of manifestation thereby implies his own limitedness or imperfection. Development is from a lower stage to a higher–the higher is absent while the lower lasts. Thus the highest top which is to be reached in future is far off at the present moment. If this reasoning is correct we are forced to say that the Creative Logos if it is gradually unfolding itself shows thereby to be imperfect inherently, and this is impossible to be reconciled with the idea of true God who must be all-perfect, all knowing and all-pervading by knowledge. The conception of God must be such as not to come into conflict with this.

Some systems of thought steer clear of these rocks by supposing that God is the Eneui. the Imagination or the consciousness pervading the whole Universe. The world is only a mode of our perceiving that Eternal Spirit which is all inclusive and stands far above the limited reason of man. The Sansar is the functional or volitional activity of the Spirit. The world is in it and it is in the world. This kind of theism is more consistent and helpful than the first. We can not raise the objections that we did against a personal God It is sometimes asked from where came into existence the spirit but such a question is meaningless. It exists itself. We can not conceive of anything which comes from beyond existence that is nothing. Something coming out of nothing is a contradiction in terms. In fact to a thinking mind nothing is non–

existent.' Hence we must presume that the Spirit, i. e. God is existing from the beginning and that there was no time when He was not existing. He is eternally existing. So far it is alright; but when the question arises as to in what way man is related to God, the solution is full of difficulties. It goes without saying that man is imperfect and that he ought not to be so. This means an enquiry into two questions. How man comes to be imperfect and what means he should adopt to remove the imperfection and attain the state of bliss and perfection. We have already seen that the imperfections and inequalities in this world can be satisfactorily accounted for only on one theory-the theory of Karma. It is the ties of Karma that subject Jive to the bondage of the Sansara and we require a God who will be helpful to men in tiding over the worldly ocean. The Jainas therefore believe in their Vitaraga to be True God. They do not interfere with the laws which have brought about the relations between Jiva and Karma, nor do they very the effects of Karma. The Sansara is Anadi and independent of God.

**દેવ વીતરાગ છે—**

" પૂર્વ શ્લોકમાં કહેલી હકીકતને આધારે દેવ વીતરાગજ હોવો સિદ્ધ થાય છે. એ વીતરાગને કોઇ પ્રિય કે અપ્રિય હોતું નથી. પરમાત્મામાં રાગાદિ દોષોની સત્તા યદિ હોય, તો તેજ આવરણો હોવાથી તે સર્વજ્ઞસ્વરૂપ કેમ કહી શકાય ? "—૧૭

**વ્યાખ્યા.**

જૈનશાસ્ત્રોની દૃષ્ટિએ ઉપર જોઇ ગયા તેમ **અનાદિનિત્યમુક્ત કોઇ**

ઇશ્વર માનવામાં આવ્યો નથી. જૈનશાસ્ત્રો કહે છે કે-જે મુક્તિના માર્ગે યથાવત્ પ્રવૃત્તિ કરે, તે બરાબર મુક્ત થઇ શકે છે; અને મુક્ત થવું એજ ઇશ્વિરત્વની પ્રાપ્તિ છે.

સર્વ સંસારી આત્માઓ કર્મોથી બદ્ધ છે. એમાંથી જે આત્માનાં કર્મ—બન્ધનો છૂટી જાય છે—જે આત્મા કર્મોથી મુક્ત થાય છે, તે આત્મા ' **મુક્ત** ' થયો કહેવાય છે. **મુક્ત** શબ્દની આમ વ્યાખ્યા જોતાં ઇશ્વિર પણ કર્મબન્ધનોથી મુક્ત થવા ઉપરજ ' મુક્ત ' કહી શકાય છે. જેને પૂર્વે કર્મબન્ધન કદાપિ હતું જ નહિ, તે કર્મબન્ધનથી મુક્ત થયો શી રીતે કહેવાય? અને અતએવ તે ' મુક્ત ' શી રીતે કહી શકાય? ઇશ્વિરત્વનો કોઇ અમુક વ્યક્તિએજ ઠેકો લીધો છે, એમ વાત નથી. સર્વ આત્માઓ તત્ત્વતઃ—સ્વરૂપતઃ અનન્તશક્તિમાન્ છે. એ અનન્તશક્તિઓ જ્યારે પ્રબળ પુરૂષાર્થથી વિકાસમાં આવે, ત્યારે તે આત્મા ' **ઈશ્વર** ' બને છે.

ઈશ્વરના સંબન્ધમાં **જૈનધર્મ**નો એક સિદ્ધાન્ત વિચારશીલ વિદ્વાનોનું વધારે ધ્યાન ખેંચે એવો છે. તે એ છે કે-ઇશ્વર જગતનો ઉત્પાદક નથી. **જૈનશાસ્ત્રો** એમ જણાવે છે કે-કર્મસત્તાથી ફરતા સંસારચક્રમાં નિર્લેપ-પરમવીતરાગ અને પરમકૃતાર્થ એવા ઇશ્વિરનું કર્તૃત્વ કેમ બની શકે? દરેક પ્રાણીના સુખ-દુઃખ તેની કર્મસત્તા ઉપર આધાર રાખે છે. વીતરાગ ઇશ્વિર, ન કોઇના ઉપર પ્રસન્ન થાય છે કે ન કોઇના ઉપર રુષ્ટ બને છે. પ્રસન્ન થવું કે રુષ્ટ થવું, એ **વીતરાગસ્થિતિએ** નહિ પહોંચેલા—નીચા દરજ્જાવાળાઓનું કામ છે.

આ વિષયના સમ્બન્ધમાં કંઇક વધુ વિચારો રજુ કરવા મારૂં હૃદય મને પ્રેરે છે.

સહુથી પહેલાં એ જોવાનું છે કે ઇશ્વર શરીરધારી છે યા શરીર-રહિત? ઇશ્વિર શરીરધારી હોય, એ તો બુદ્ધિમાં આવી શકતું નથી. કેમકે શરીરની પ્રાપ્તિ કર્મસમ્બન્ધને આધીન છે, એમ દરેક શાસ્ત્રો ફરમાવે છે, જ્યારે ઇશ્વર સર્વ કર્મોથી નિર્મુક્ત છે, એ માટે ઇશ્વર શરીરધારી ઘટી શકતો નથી. ત્યારે ઇશ્વર શરીરરહિત છે, એમ સુતરાં સિદ્ધ થાય છે. હવે આપણે એ જોવાનું છે કે શરીરરહિત અર્થાત્ અમૂર્ત એવા

ઈશ્વરથી મૂર્તિરૂપ એવું આ જગત્ ઉત્પન્ન થઇ શકે ખરૂં ? દુનિયામાં ઘટ, પટ વગેરે જે મૂર્ત્ત પદાર્થો આપણે જોઇએ છીએ, તે સર્વ પદાર્થોને બનાવનારા શરીરધારી મૂર્તિમન્ત જ છે. કોઇ એવો મૂર્ત્ત પદાર્થ આપણી નજરે આવ્યો નથી, કે જેનો બનાવનાર શરીરરહિત–અમૂર્ત્ત હોય. પ્રકૃતિના આ સ્વાભાવિક કાયદા ઉપર નિરીક્ષણ કરતાં હૃદયમાં એ વાત ઠીક માલૂમ પડવી જોઇએ કે અમૂર્ત્ત ઈશ્વરથી મૂર્ત્ત જગતનો ઉત્પાદ થઇ શકે નહિ.

ન્યાયદર્શનશાસ્ત્રકારો એમ માને છે કે આકાશ, કાળ, જીવ, અને પરમાણુ એ સર્વ અનાદિ નિત્ય છે, અને જીવનાં સુખ-દુઃખો તેના કર્મ અનુસાર તેને પ્રાપ્ત થાય છે. આ હકીકત ઉપર જ્યારે દૃષ્ટિપાત કરીએ છીએ, ત્યારે ઈશ્વરમાં જગત્કર્તૃત્વ માનવાનું કારણ કંઇ દેખાતું નથી. ઈશ્વરને શું અવશિષ્ટ રહ્યું છે અથવા શું પ્રયોજન છે કે જેને લીધે તેની જગત્સૃષ્ટિમાં પ્રવૃત્તિ હોઇ શકે ? પરમવીતરાગ એવા પરમેશ્વરને લીલા–ક્રીડાનો સંભવ માનવો, અને જગત્સૃષ્ટિમાં તે કારણ બતાવવું, એ બુદ્ધિમાં ઉતરી શકે તેવી બાબત નથી, એ દરેક વિચારકથી સમજી શકાય તેમ છે.

'જીવ અને કર્મનો સમ્બન્ધ આદિમાન્ છે યા અનાદિ ?' એ બાબતનો વિચાર કરવાથી પ્રસ્તુતમાં અજવાળું પડી શકે છે. જીવ અને કર્મનો સમ્બન્ધ યદિ આદિમાન્ હોય તો બતાવવું જોઇએ કે તે સંબંધને ઉત્પન્ન કરી આપનાર કોણ ? યદિ ઈશ્વરને તે સમ્બન્ધના ઉત્પાદક માનીએ તો એ સવાલ ઉભો થાય છે કે ઈશ્વરને જીવની સાથે કર્મ લગાડવાનું શું પ્રયોજન હતું ? પરમવીતરાગ અને પરમકારૂણિક એવા ઈશ્વરથી આવું કામ બને એ કઇરીતે માની શકાય, એ વિચારવું જોઇએ; કેમકે એ વાત જ્યારે નિર્વિવાદસિદ્ધ છે કે કર્મરહિત દશામાં જ જીવનું સ્વાભાવિક સ્વરૂપ અને સ્વાભાવિક જ્ઞાનાનન્દ પ્રકાશિત હોય છે, તો પછી કર્મરહિત-પૂર્ણાનન્દમગ્ન એવા જીવોને કર્મનાં આવરણોથી બાંધવાનું કામ શું દયાલુ ઈશ્વરથી બની શકે ખરૂં ? કદાપિ નહિ.

વળી આપણે એ વાત આ પુસ્તકમાં +પાછળ જોઇ ગયા છીએ

---

+ ૬૪ મા પૃષ્ઠમાં બન્ધતત્ત્વમાં.

કે–' જીવો યદિ પહેલાં કર્મરહિત હોય અને પાછળથી કર્મબદ્ધ થયા હોય, તો જીવોની મુક્તિ કદાપિ થઇ શકશે નહિ; કારણ કે કર્મરહિત જીવો પણ જ્યારે પાછળથી કર્મોથી બંધાયા, તો પછી મુક્ત ( મુક્તિ–પ્રાપ્ત ) થયા પછી પણ તેઓ ફરીને કર્મોથી કેમ નહિ બંધાય ? આ ઉપરથી જીવ અને કર્મનો સંબન્ધ આદિમાન્ ઘટી શકતો નથી, ત્યારે સુતરાં એ સિદ્ધ થાય છે કે જીવ અને કર્મનો સમ્બન્ધ અનાદિ છે. હવે આપણે એ જોઇ શકીશું કે જ્યારે જીવ અને કર્મ એ અનાદિ-સમ્બદ્ધ છે, તો અનાદિ કર્મસંયોગને લઇને સંસાર પણ અનાદિજ હોવો સિદ્ધ થાય છે. સંસાર જ્યારે અનાદિ સિદ્ધ થાય છે તો પછી ઇશ્વરમાં જગત્કર્તૃત્વ કયાં રહ્યું ? મુક્તિ અનાદિ છે, તો સંસાર અનાદિ છે, સંસાર અનાદિ છે તો જગત્નો કર્ત્તા કોઇ ઘટી શકતો નથી. પૃથ્વી, જળ વગેરે ભૂતોનો ઉપભોગ પણ જીવને અનાદિ કર્મસંયોગના પ્રવાહને લીધે અનાદિ કાળથી ચાલ્યો આવે છે.

ઇશ્વરને કર્ત્તા માનીએ તો તેનું કર્તવ્ય છે કે તેણે સર્વ જીવોને સુખી બનાવવા જોઇએ. પરન્તુ જગત્માં તેમ દેખાતું નથી. ઉલટું સુખી જીવોના કરતાં દુઃખી જીવોનું ક્ષેત્ર મ્હોટું દેખાય છે. દયાળુ ઇશ્વરથી આવી દુઃખિની સૃષ્ટિ કેમ બની શકે ? યદિ એમ કહેવામાં આવે કે ' સુખ–દુઃખ તો જીવોનાં કર્મ ઉપર આધાર રાખે છે. જેવાં જેવાં કૃત્યો જીવો કરે છે, તેવાં તેવાં ફળો તેમને પ્રાપ્ત થાય છે ' તો પછી એમાં ઇશ્વરનું કર્તૃત્વ શું આવ્યું ? સુખ—દુઃખો જ્યારે અનાદિકાળથી કર્માધીન પ્રાપ્ત છે, તો પછી ઇશ્વરની કૃતિ આપણે શી સમજવી ? યદિ એમ કહેવામાં આવે કે–કર્મમાં સ્વતન્ત્રતયા ફલ આપવાની શકિત નથી, કિન્તુ ઇશ્વરાધિષ્ઠિત-ઇશ્વરપ્રેરિત થયેથીજ કર્મ ફળ આપી શકે છે ? તો એ ઉપર પણ એ પ્રતિવાદ થઇ શકે છે કે-કર્મને પ્રેરીને તે દ્વારા જીવને સુખ-દુઃખ આપવું, એ ઇશ્વરને માટે શું સમુચિત માની શકાય છે ખરૂં ? કર્મને પ્રેરણા ન કરવી અને જીવોને એમના સ્વાભાવિક સ્વરૂપમાં જ રાખવા, એજ ઇશ્વરનું શું ભૂષણ નથી ? કદાચ એમ કહેવામાં આવે કે કરેલા સુકૃત્ય યા દુષ્કૃત્યનો પુરસ્કાર અથવા સજા જીવને ઇશ્વરે આપવીજ જોઇએ. અને એજ માટે કર્મને પ્રેરી તે દ્વારા ઇશ્વર તેમ કરે છે. તો એની અંદર એ સવાલ ઉભો થાય છે કે જીવો દુષ્કૃત્યો કેમ કરે છે ? બધા જીવો સત્કૃત્ય કેમ કરતા નથી ? કહેશો કે–' દુર્બુદ્ધિ

વાળા જીવો ખોટાં કામો કરે છે અને એને લીધે એઓને ઇશ્વર તરફથી સજા ( દુઃખ ) ખમવી પડે છે, જ્યારે સદ્બુદ્ધિવાળા જીવો સદાચાર સેવે છે, જેથી એઓ ઇશ્વિર તરફથી સુખ મેળવે છે. તો એ ઉપર અમે એમ કહેવા માંગીએ છીએ કે જીવોમાં કેટલાક સુબુદ્ધિ અને કેટલાક દુર્બુદ્ધિ, આવો ભેદ પડવાનું કારણ શું ? જીવત્વેન રૂપેણ સરખા તમામ જીવોમાં આમ બુદ્ધિની વિચિત્રતા હોવાનું કારણ શું ? જ્યારે સર્વ જીવો સ્વરૂપે અનન્ત-જ્ઞાનમય છે, તો પછી બુદ્ધિમાં ફેરફાર થવાનું કારણ શું ? યદિ ઇશ્વિરના તરફથી જીવની નૈસર્ગિક સ્વચ્છ બુધ્ધિમાં ફેરફાર થયો હોય અને તે ફેરફાર ઇશ્વિરના તરફથી કર્મનાં આવરણો લગાવવાથી થયો હોય તો એ વાત ઇશ્વિરને માટે શું શોભાસ્પદ છે ?.

ઇશ્વિરમાં. સુખ-દુઃખ આપવા માટે કર્મને પ્રેરવાનું સામર્થ્ય માનવામાં આવે છે, તો કર્મને બંધાતા અટકાવવાનું સામર્થ્ય તેનામાં કાં ન માનવું જોઇએ ?. કોઇ પણ જીવ જ્યારે ખોટું કામ કરવા લાગે કે તત્ક્ષણાત્ તેને તે કામ કરતો ઇશ્વિરે અટકાવી દેવો જોઇએ, જેથી જીવને કર્મનો બન્ધ પણ થશે નહિ. ઇશ્વિર સર્વજ્ઞ અને અનન્તશક્તિમાન્ હોવાથી સર્વત્ર પ્રતિક્ષણ જોઇ શકે છે કે અમુક જીવ આવાં આવાં કૃત્યો કરી રહ્યો છે. આવી સ્થિતિમાં તેનું એ કર્ત્તવ્ય છે કે ખરાબ કામ કરતાં જીવોને અટ-કાવવા જોઇએ. વિચાર કરો કે એક આંધળાને કુવામાં પડતો ત્યાં ઉભેલો બીજો ચક્ષુષ્માન્ માણસ જોઇ રહ્યો હોય, તો તેણે તેને કુવામાં પડતો અટકાવવો જોઇએ કે નહિ ? યદિ તે માણસ, પેલા આંધળાને કુવામાં પડતો જાણતા છતાં અને સમર્થ હોઇ કરીને પણ જો ન અટકાવે, તો તેને કેવો કહેવો જોઇએ. એ વાંચનાર સમજી શકે તેમ છે. આ પ્રમાણે પ્રસ્તુતમાં પણ ઇશ્વિરને માટે સમજવાની આવશ્યકતા છે.

વળી લોકવ્યવહારમાં પણ જોઇએ છીએ કે કોઇ માણસ ખરાબ કામ કરવા જતાં ( હજુ ખરાબ કામ કર્યું નથી, છતાં ) યદિ રાજાની દૃષ્ટિએ પડી ગયો હોય, તો તેને ઝટ પકડી લેવામાં આવે છે અને તેને તે કામ કરતાં અટકાવાય છે; પરન્તુ ખરાબ કામ કરવા પ્રવૃત્ત થતા માણસને જાણી જોઇને નહિ અટકાવીને, ખરાબ કામ કરી ચુકયા પછી તેને સજા કરવામાં આવે, એમ બનતું નથી. તો પછી ઇશ્વિર પાપ

કરવા પ્રવૃત્ત થતા પ્રાણીને પાપ કરતો નહિ અટકાવીને, પાપ કર્યા પછી તેને સજા આપે, એ કેવી વાત ?

વસ્તુતઃ જીવ કર્મ બાંધે છે, તેમાં જ્યારે ઇશ્વરનો હાથ હોતો નથી, તો પછી કર્મના ફળને ઉદયપ્રાપ્ત થવામાં ઇશ્વરનો હાથ કાં હોવો જોઇએ ? કર્મને બાંધવામાં જીવ યદિ ઇશ્વરનિરપેક્ષ-સ્વતન્ત્ર છે, તો કર્મનું ફળ ભોગવવામાં પણ જીવ ઇશ્વરનિરપેક્ષ-સ્વતન્ત્રજ હોવો જોઇએ, એ **સમાન ન્યાય** છે.

અહીં એ કહી દેવું જોઇએ કે કેવલ **જૈનો**જ ઇશ્વરને જગત્કર્ત્તા નથી માનતા, એમ નથી; કિન્તુ **વૈદિકમત**વાળાઓમાંના ઘણાઓ ઇશ્વરને જગત્કર્ત્તા માનતા નથી. જુઓ ! **વાચસ્પતિમિશ્રમહાશયરચિત-સાંખ્યતત્ત્વકૌમુદી**માં ૫૭ મી કારિકા ઉપરનું લખાણ—

" प्रेक्षावतः प्रवृत्तेः स्वार्थ–कारुण्याभ्यां व्याप्तत्वात् । ते च जगत्सर्गाद् व्यावर्त्तमाने प्रेक्षावत्प्रवृत्तिपूर्वकत्वमपि व्यावर्त्तयतः । नह्यवाप्तसकलेप्सितस्य भगवतो जगत् सृजतः किमप्यभिलषितं भवति । नापि कारुण्यादस्य सर्गे प्रवृत्तिः, प्राक् सर्गात् जीवानामिन्द्रिय–शरीर–विषयानुत्पत्तौ दुःखाभावेन कस्य प्रहाणेच्छा कारुण्यम् ? । सर्गोत्तरकालं दुःखिनोऽवलोक्य कारुण्याभ्युपगमे दुरुत्तरमितरेतराश्रयत्वं दूषणम् । कारुण्येन हि सृष्टिः, सृष्ट्या च कारुण्यमिति । अपि च करुणया प्रेरित ईश्वरः सुखिन एव जन्तून् सृजेद्, न विचित्रान् । कर्मवैचित्र्याद् वैचित्र्यम् इति चेत्, कृतमस्य प्रेक्षावतः कर्माधिष्ठानेन, तदनधिष्ठानमात्रादेव अचेतनस्यापि कर्मणः प्रवृत्त्यनुपपत्तेस्तत्कार्यशरीरेन्द्रियविषयानुत्पत्तौ दुःखानुत्पत्तेरपि सुकरत्वात् " ।

અર્થાત્—" પ્રેક્ષાવાનની પ્રવૃત્તિ હમેશાં સ્વાર્થ યા કરૂણાથી વ્યાપ્ત " હોય છે. જે પ્રવૃત્તિમાં સ્વાર્થ યા કરૂણાનો હેતુ ન હોય, તે પ્રવૃત્તિ " પ્રેક્ષાવાનની હોઇ શકે નહિ, આ એક નિયમ છે. આ નિયમ પ્રમાણે " જગત્સૃષ્ટિ, સ્વાર્થ યા કરૂણાની સાથે સમ્બન્ધ જો ન રાખતી હોય " તો તે ( જગત્સૃષ્ટિ ) પણ પ્રેક્ષાવાનની પ્રવૃત્તિનો વિષય હોઇ શકે " નહિ. હવે આપણે એ જોઇએ કે જગત્સૃષ્ટિમાં સ્વાર્થિકતા અને કરૂણા-" દૃષ્ટિ, એ બંનેમાં એક પણ સંભવિત છે કે નહિ ? ભગવાન્ ઇશ્વર " સર્વ સિદ્ધિઓને પ્રાપ્ત થયેલ છે, એ કારણથી એને કોઇ વસ્તુ પ્રાપ્તવ્ય

" રહેતી નથી, કે જેને માટે તે જગત્‌નું નિર્માણ કરે ? હવે કરૂણા-
" દૃષ્ટિએ જગતની સૃષ્ટિ સંભવે છે કે નહિ તે જોઇએ. જગતને રચ્યા
" પહેલાં જીવાત્માઓને ઇન્દ્રિય, શરીર અને વિષયોનો અભાવ હોવાથી
" દુઃખાભાવ સ્વતઃ સિદ્ધ હતો, એમ સ્પષ્ટ સમજી શકાય છે, તો પછી
" ઇશ્વરને જીવાત્માઓનું શું દુઃખ દૂર કરવાની કરૂણા ઉત્પન્ન થઇ કે
" જેને લીધે તેને જગત્ રચવું પડયું ? જગત્ બનાવ્યા પછી દુઃખી થયેલ
" જીવાત્માઓને જોઇ ઇશ્વરને કરૂણા ઉત્પન્ન થઇ, એમ જો કહેતા
" હોય, તો એ શું કહેવું ? એથી તો ઉલટું ઇશ્વર દ્વેષદૃષ્ટિવાળો
" સિદ્ધ થાય છે, અને **ઇતરેતરાશ્રય** દોષ આવે છે; જેમકે-કરૂણાથી
" સૃષ્ટિ ઉત્પન્ન કરી અને સૃષ્ટિ ઉત્પન્ન કરવાથી કરૂણા ઉત્પન્ન થઇ.
" વળી કરૂણાથી જગત્સૃષ્ટિ કરી હોય, તો ઇશ્વરે સર્વ આત્માઓને
" સુખીજ બનાવવા જોઇતા હતા, સુખ-દુઃખથી વિચિત્ર કાં બનાવ્યા ?.
" કર્મની વિચિત્રતાથી જગત્‌નું વૈચિત્ર્ય માનતા હોય, તો પ્રેક્ષાવાન્
" ઇશ્વરને કર્મને પ્રેરવાથી સર્યું, કેમકે કર્મને પ્રેરણ નહિ કરવાથીજ
" જડ કર્મની પ્રવૃત્તિ થઇ શકશે નહિ અને એથી શરીર, ઇન્દ્રિય અને
" વિષયો ઉત્પન્ન નહિ થઇ શકવાને લીધે જીવાત્માઓને દુઃખાભાવ
" અનાયાસ પ્રાપ્ત થશે."

ઉપરના વિચારસમૂહથી વાંચનાર જોઇ શક્યા છે કે ઇશ્વરને જગત્કર્ત્તા માનવામાં જૈનશાસ્ત્રકારોને શું વાંધો જણાય છે. પરન્તુ આવા મતભેદોને લઇને એક બીજાની તરફ વૈમનસ્યભાવ રાખવો, એ નિતાન્ત અયુક્ત છે. જૈનશાસ્ત્રકારોની એ મુખ્ય શિક્ષા છે કે રાગ-દ્વેષના પ્રસંગથી અલગ રહેવું. જૈનધર્મના સિધ્ધાન્તોનું ચરમ સાધ્યબિન્દુ રાગ-દ્વેષનો વિલય કરવો એજ છે, અને એજ કારણથી જૈનધર્મપ્રચારક મહાપુરૂષોએ દરેક તત્ત્વનું વિવેચન કરવામાં પૂર્ણ તટસ્થબુદ્ધિ રાખી છે. એમ એઓનાં શાસ્ત્રો ઉપરથી જોઇ શકાય છે. પ્રસ્તુત-જગત્કર્તૃત્વનાજ વિષયમાં જૈનાચાર્યો કેવી તટસ્થબુદ્ધિ અને ગંભીરદૃષ્ટિવાળા હતા, એ વિષેની વાનકી તરીકે ભગવાન્ હરિભદ્રસૂરિજીના ઉલ્લેખો પર્યાપ્ત છે. એ ઉલ્લેખો તરફ દૃષ્ટિપાત કરવો અહીં અસ્થાને લેખાશે નહિ.

જૈનસિદ્ધાન્તના મન્તવ્ય પ્રમાણે 'ઇશ્વર જગત્કર્ત્તા નથી' એમ 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય' નામક ગ્રન્થના ત્રીજા સ્તબકના પ્રારંભમાં

**હરિભદ્રસૂરિ પ્રતિપાદન કરે છે, અને એ પ્રતિપાદન કર્યા પછી છેવટે જઇને તેઓ સાહેબ કહે છે કે—**

> " ततश्चेश्वरकर्तृत्ववादोऽयं युज्यते परम ।
> सम्यग्न्यायाविरोधेन यथाहुः शुद्धबुद्धयः " ॥
>
> " ईश्वरः परमात्मैव तदुक्तव्रतसेवनात् ।
> यतो मुक्तिस्ततस्तस्याः कर्त्ता स्याद् गुणभावतः " ॥
>
> " तदनासेवनादेव यत संसारोऽपि तत्त्वतः ।
> तेन तस्यापि कर्तृत्वं कल्प्यमानं न दुष्यति " ॥

અર્થાત્ " ઈશ્વરકર્તૃત્વનો મત આવી રીતની યુક્તિથી ઘટાવી પણ શકાય છે કે પરમાત્મા ઈશ્વરે બતાવેલા માર્ગનું સેવન કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે, માટે એ મુક્તિના દેનાર ઈશ્વર છે, એમ **ઉપચારથી** કહી શકાય છે. ઈશ્વરદર્શિત માર્ગનું સેવન નહિ કરવાથી સંસારમાં જે પરિભ્રમણ કરવું પડે છે, તે પણ ઈશ્વરનો ઉપદેશ નહિ માન્યાની સજા છે, એમ **ઉપચારથી** કહી શકાય છે."

જૈનસિદ્ધાન્ત જ્યારે ઈશ્વરકર્તૃત્વનો સ્વીકાર કરતો નથી, તો પછી **ઉપચારથી** પણ આવી રીતે ઈશ્વરકર્તૃત્વની વ્યાખ્યા કરવાનું શું કારણ? એવો પ્રશ્ન અહીં ઉભો થઇ શકે છે. તેના ખુલાસામાં તે પૂજ્યપાદ ફરમાવે છે કે—

> " कर्त्ताऽयमिति तद्वाक्ये यतः केषाञ्चिदादरः ।
> अतस्तदानुगुण्येन तस्य कर्तृत्वदेशना " ॥

અર્થાત્—" જેઓને ' ઈશ્વર જગત્કર્ત્તા છે ' એ ઉપદેશ ઉપર આદર બંધાયો છે, તેઓને માટે આવી રીતે ઈશ્વરકર્તૃત્વની યોજના કરવામાં આવી છે."

હવે બીજી રીતે ઉપચાર વગર ઈશ્વરને જગત્કર્ત્તા બતાવે છે—

> " परमैश्वर्ययुक्तत्वाद् मत आत्मैव वेश्वरः ।
> स च कर्त्तेति निर्दोषः कर्तृवादो व्यवस्थितः " ॥

અર્થાત્—" ખરી રીતે આત્માજ ઇશ્વર છે. કેમકે દરેક આત્મામાં ઇશ્વરશકિત સત્તાથી સમ્પૂર્ણ રહેલી છે. એથી આત્મારૂપ ઇશ્વર સર્વ પ્રકારની ક્રિયાઓ કરનાર હોવાને લીધે બરાબર કર્ત્તા છે. આવી રીતે કર્તૃત્વવાદ ( જગત્કર્તૃત્વવાદ ) વ્યવસ્થિત થઇ શકે છે. "

આગળ વધીને આચાર્ય મહારાજ કહે છે કે—

" शास्त्रकारा महात्मानः प्रायो वीतस्पृहा भवे ।
सत्त्वार्थसम्प्रवृत्ताश्च कथं तेऽयुक्तभाषिणः " ॥

" अभिप्रायस्ततस्तेषां सम्यग् मृग्यो हितैषिणा ।
न्यायशास्त्राविरोधेन यथाह मनुरप्यदः " ॥

" आर्षं च धर्मशास्त्रं च वेदशास्त्राविरोधिना ।
यस्तर्केणानुसन्धत्ते स धर्मं वेद नेतरः " ॥

અર્થાત્—" જ્યાં જ્યાં ઇશ્વરને કર્ત્તા કહેવામાં આવ્યો હોય, ત્યાં ત્યાં પૂર્વોક્ત અભિપ્રાયથી કર્તા સમજવો. તે સિવાય વસ્તુસ્થિતિએ ઇશ્વરને કર્ત્તા કોઇ શાસ્ત્રકાર બતાવી શકે નહિ: કારણ કે શાસ્ત્ર બનાવનાર ઋષિ મહાત્માઓ પ્રાયઃ પરમાર્થદૃષ્ટિવાળા અને લોકોપકારની વૃત્તિવાળા હોય છે, માટે તેઓ અયુક્ત પ્રમાણવિરૂદ્ધ ઉપદેશ કરે નહિ. અતઃ તેઓના ઉપદેશનું રહસ્ય શોધવું જોઇએ કે અમુક વાત તેઓ કયા આશયથી બતાવે છે. "

देवस्याऽऽराध्यत्वे हेतूनाह—

**वयं सरागाः प्रभुरस्तरागः किञ्चिज्ज्ञताऽस्मासु स सर्ववेदी ।**
**शरीरिणः स्मः स पुनर्विदेहोऽस्माकं समाराध्यतमः स तस्मात् ॥१८॥**

We are passionful, God is dispassionate. We know little while He knows everything. We are embodied beings while he is without body. He should therefore always be worshipped by us. ( 18 )

**Notes:**—V. V. 18 and 20.

We have already seen that according to Jainism God does not directly shape the destiny of man; it rests with himself whether to be God or devil it rests on his Karmas. The question then arises what is the necessity and utilty of the worship of God if we are our own masters. This question can best be answered if we remember one very important psychological truth. Human mind is liable to very subtle forms of impressions. There are certain impressions which are at once perceivable as working on the mind but there are certain others which affect the mind slowly but surely. We often see that surroundings amidst which a man is brought up, mould his character. The influence of surroundings is of the latter type. They create impressions on the mind which may not be immediately discernible but which are there permanently all the same. If the surroundings continue to be the same for days together, the subtle impressions gather form and their effect is visible. The effect of one dose of medicine is not at once seen but only after some days. As it is, such subtle subconscious impressions are more powerful than the visible ones because the effect of the former is indelible while that of the latter is comparatively not so. The hypnotic cure of diseases which is so much resorted to now-a-day is essentially based on this principle. The will-force of the hypnotiser makes a powerful impression on the subconscious mind of the patient in such a way as to nullify the effect of the physical disease and this mental cure reacts in the shape of physical cure.

This shows how powerful mental impressions are. How the worship of God, according to the Jainism is fundamentally based on this, the Gods may have no direct hand in shaping the Karma of man, but the man while worshipping surrounds himself with an atmosphere which is ennobling and pure, which lifts him up from the mundane affairs of and enshrouds him in some kind of higher bliss. Thus the mind is purified. If this process of purification goes on without break, the mind becomes gradually shorn of worldly passions and evils and the man is then fit for leading a higher life.

**દેવ શા કારણોથી આરાધ્ય છે?—**

" આપણે રાગથી ભરેલા છીએ. ( રાગ સર્વ દોષોનું મૂળ હોવાથી રાગથી બીજા સર્વ દોષોનો સંગ્રહ કરી લેવો ) જ્યારે પ્રભુ રાગરહિત ( સર્વદોષરહિત ) છે. આપણે અજ્ઞાન છીએ, ત્યારે પ્રભુ સર્વજ્ઞ છે. આપણે શરીરના બન્ધનથી બદ્ધ છીએ, ત્યારે તે શરીરરહિત છે. આ માટે આપણાથી અત્યન્ત વિલક્ષણ તે પરમાત્મા આપણે આરાધવા–પૂજવા યોગ્ય છે "—૧૮

**વ્યાખ્યા.**

કોઇ પણ મકાન ત્યારેજ મજબૂત બની શકે છે કે જ્યારે તે મકાનની ત્રણ ચીજો દૃઢ હોય છે. તે ત્રણ ચીજો–પાયો, ભીંત અને મોભ છે. આ પ્રમાણે આપણા જીવનરૂપ મકાનને સુવ્યવસ્થિત બનાવવા માટે પણ ત્રણ ચીજો પકી મેળવવાની જરૂર છે. તે ત્રણ ચીજો–દેવ, ગુરૂ અને ધર્મ છે. જીવનરૂપ ઇમારતને માટે દેવ **પાયા**તુલ્ય છે, ગુરૂ **ભીંત**સદૃશ છે અને ધર્મ **મોભ**સમાન છે. આ ત્રણમાં પ્રથમતઃ **પાયાની** જરૂર છે. પરન્તુ આશ્ચર્ય છે કે દેવસમ્બન્ધી માન્યતામાં કેટલી બધી ભિન્નતા જોવાય છે. કિન્તુ યથાર્થ વસ્તુસ્થિતિ સમજ્યા પછી કોઇ જાતનો ઝઘડો રહેતો નથી. તમામ ઝઘડાઓ અજ્ઞાનતાનાજ છે. કોઇ કહે કે–" શંકરને દેવ માનવો જોઇએ. શંકર સિવાય બીજાને માનનારા ભ્રાન્તિમાં છે " ત્યારે

બીજા કહેશે કે-' વિષ્ણુ સિવાય બીજો દેવજ નથી. ' એવી રીતે સ્વમતિ-કલ્પનાનુસાર જે પક્ષપાત બાંધવામાં આવે છે, તે કલ્યાણકારી નથી. શંકર, વિષ્ણુ, બ્રહ્મા, બુદ્ધ અને જિન વગેરે નામો ઉપર ઝઘડા કરવાનું કામ નથી. એ બધાં નામો પવિત્ર અને ગુણબોધક છે. પરમાત્માનું સ્મરણ અથવા તેનો જાપ, એ બધાં નામોથી થઇ શકે છે. એકજ દેવને એ બધાં નામો સારી પેઠે લાગુ પડી શકે છે. પરંતુ અદેવ ( જે વસ્તુતઃ દેવ નથી તેના ) ઉપર તે નામો લાગુ પાડી તે નામો દ્વારા દેવબુદ્ધિએ તેનું સ્મરણ-ભજન કરવામાં આવે તો તે વ્યાજબી નથી. આ માટે પ્રથમતઃ દેવનું યથાર્થ સ્વરૂપ ઓળખવું જોઇએ. દેવનું સ્વરૂપ વીતરાગત્વ છે, એ આપણે સારી રીતે જોઇ ગયા છીએ; અને એ સ્વરૂપવાળોજ વાસ્તવમાં ' દેવ ' કહી શકાય છે. આવી રીતે દેવને ઓળખ્યા પછી, ભલે તેને કોઇ પણ નામથી સંબોધો, એમાં વાંધો નથી. શાસ્ત્રોમાં દેવનાં સહસ્ર નામો બતાવ્યાં છે. પરન્તુ દેવતત્ત્વને ઓળખવામાં ગફલત ન થઇ જાય, એ તરફ ખૂબ સાવધાનતા રાખવી જોઇએ.

ભગવાન્ હરિભદ્રસૂરિ મહાદેવનું કીર્તન કરતાં જણાવે છે કે—

" यस्य संक्लेशजननो रागो नास्त्येव सर्वथा ।
न च द्वेषोपि सत्त्वेषु शमेन्धनदवानलः " ॥ १ ॥

" न च मोहोपि सज्ज्ञानच्छादनोऽशुद्धवृत्तकृत् ।
त्रिलोकख्यातमहिमा महादेवः स उच्यते " ॥ २ ॥

" यो वीतरागः सर्वज्ञो यः शाश्वतसुखेश्वरः ।
क्लिष्टकर्मकलातीतः सर्वथा निष्कलस्तथा " ॥ ३ ॥

" यः पूज्यः सर्वदेवानां यो ध्येयः सर्वयोगिनाम् ।
यः स्रष्टा सर्वनीतीनां महादेवः स उच्यते " ॥ ४ ॥

" एवम्भूताय शान्ताय कृतकृत्याय धीमते ।
महादेवाय सततं सम्यग्भक्त्या नमो नमः " ॥ ८ ॥

( અષ્ટક પ્રકરણના પ્રારંભમાં )

—" ક્લેશજનક રાગ, શાન્તિનો ધ્વંસ કરનાર દ્વેષ અને યથાર્થ જ્ઞાનને આચ્છાદન કરનાર તથા ચરિત્રને મલિન બનાવનાર એવો મોહ

જેના આત્મામાં બિલકુલ રહ્યો નથી, એવો સર્વજગત્પ્રસિદ્ધપ્રભુત્વ શાલી પ્રભુને ' **મહાદેવ** ' કહેવામાં આવે છે. જે વીતરાગ છે, સર્વજ્ઞ છે, શાશ્વત સુખનો અનુભવનાર છે, કર્મની સર્વ પ્રકૃતિઓથી મુક્ત છે અને મૂર્ત્ત આકારથી સર્વથા રહિત છે, તથા જે સર્વ દેવોને પૂજ્ય છે, સર્વ યોગિઓને ધ્યેય છે, અને સર્વ નીતિઓના પ્રકાશક છે, તે પ્રભુને મહાદેવ કહેવામાં આવે છે. આ પ્રકારના શાન્ત, કૃતકૃત્ય અને સમ્પૂર્ણ-જ્ઞાનશાલી મહાદેવને ઉત્તમભક્તિપૂર્વક મારો વારંવાર નમસ્કાર થાઓ. "

મહાન્ યોગી હેમચંદ્રાચાર્ય મધ્યસ્થદૃષ્ટિએ દેવનું ભજન કરતા કથે છે કે—

" भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै " ॥

—" સંસારનાં કારણભૂત કર્મરૂપ અંકુરાઓને ઉત્પન્ન કરનાર રાગ, દ્વેષ અને મોહ જેના ક્ષય પામ્યા છે, એ બ્રહ્મા હો, ચાહે વિષ્ણુ હો, અથવા મહાદેવ હો, કિંવા જિન હો. તેને મારો નમસ્કાર છે. "

શ્રીમાન્ માનતુંગસૂરિજી મહારાજ પ્રભુને સ્તવતાં કેવા ઉદ્ગારો કાઢે છે ?—

" त्वामामनन्ति मुनयः परमं पुमांस-
मादित्यवर्णममलं तमसः परस्तात् ।
त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं
नान्यः शिवः शिवपदस्य मुनीन्द्र ! पन्थाः " ॥

" त्वामव्ययं विभुमचिन्त्यमसङ्ख्यमाद्यं
ब्रह्माणमीश्वरमनन्तमनङ्गकेतुम् ।
योगीश्वरं विदितयोगमनेकमेकं
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥

" बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्
त्वं शङ्करोऽसि भुवनत्रयशङ्करत्वात् ।
धाताऽसि धीर ! शिवमार्गविधेर्विधानाद्
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि " ॥

( ભક્તામરસ્તવ )

—"હે મુનીન્દ્ર ! મુનિઓ તને પરમપુરૂષ, +સૂર્યવર્ણ, નિર્મળ તથા અન્ધકારથી દૂર એવો માને છે. તનેજ બરાબર પ્રાપ્ત કરીને મુનિઓ મૃત્યુને જીતે છે. એ સિવાય મુક્તિપદનો કોઇ બીજો માર્ગ નથી."

"પ્રભો ! સન્તો તને [1]અવ્યય, [2]વિભુ, [3]અચિન્ત્ય, [4]અસંખ્ય, [5]આદ્ય, [6]બ્રહ્મા, [7]ઇશ્વર, [8]અનન્ત, [9]અનંગકેતુ, યોગીશ્વર, યોગસ્વરૂપ, [10]અનેકરૂપ, [11]એકરૂપ, જ્ઞાનાત્મા તથા નિર્મલ એવા શબ્દોથી કથે છે."

ભગવન્ ! તું [12]બુદ્ધ છે, કારણ કે સર્વવિબુધમાન્ય એવી બુદ્ધિનો તું પ્રચાર કરનાર છે. તું [13]શંકર છે, કેમકે ત્રણે જગતને તું સુખ આપનાર છે. તું [14]વિધાતા છે, કારણ કે મુક્તિમાર્ગનું તું વિધાન કરનાર છે. વળી સ્પષ્ટ રીતે તું પુરૂષોત્તમ છે, કેમકે સર્વ પુરૂષોમાં તું ઉત્તમ છે."

એ આપણે જોઇ લીધું કે ઇશ્વરનું કેવું સ્વરૂપ છે. હવે કહેવાની એજ વાત છે કે ઇશ્વરભજનમાં પ્રમાદ રાખવો ન જોઇએ. યોગનાં સાધનો મેળવવાનો સગવડતાભર્યો કોઇ માર્ગ હોય, તો તે ઇશ્વર-પ્રણિધાન છે.

---

+ સૂર્યનો વર્ણ મૂર્ત્ત છે અને ભગવાનનું સ્વરૂપ અમૂર્ત્ત છે, એથી એ વિષમ દૃષ્ટાન્ત છે; છતાં સંસારના સર્વ તેજસ્વીઓમાં સૂર્ય પ્રબળ તેજસ્વી હોવાથી અને ભગવાનના સ્વરૂપને લાગુ પડતું સંસારમાં કોઇ પણ દૃષ્ટાન્ત નહિ હોવાથી, અગત્યા સૂર્યનું સાધર્મ્ય દર્શાવવામાં આવ્યું છે.

૧ 'અવ્યય' અવિનાશી. ૨ 'વિભુ' જ્ઞાનથી વ્યાપક. ૩ 'અચિન્ત્ય' છદ્મસ્થોની બુદ્ધિથી અગમ્યસ્વરૂપધારી. ૪ આત્માના અસંખ્ય પ્રદેશો હોવાથી 'અસંખ્ય' ૫ કર્મક્ષયથી જ્યારે મુક્તિ પ્રાપ્ત થઇ, તે સમયની દૃષ્ટિએ 'આદ્ય' ૬ બ્રહ્મ એટલે જ્ઞાન અથવા સિદ્ધઅવસ્થા, તેથી યુક્ત 'બ્રહ્મા' ૭ 'ઇશ્વર' અનન્તશક્તિમાન્. ૮ 'અનન્ત' અનન્તજ્ઞાનાદિગુણવાન્. ૯ અંગ એટલે શરીર, તે રૂપ કેતુ એટલે ચિહ્ન તે નહિ રહેવાથી 'અનંગકેતુ'. ૧૦ 'અનેકરૂપ' પ્રત્યેક સિદ્ધવ્યક્તિની અપેક્ષાએ અથવા જ્ઞાનાદિ અનેકસ્વરૂપોની અપેક્ષાએ. ૧૧ સર્વ સિદ્ધો જુદા જુદા પાણીની જેમ અતિગાઢસંયુક્ત મળેલા હોવાથી અથવા એક મુખ્ય ચૈતન્યસ્વરૂપની અપેક્ષાએ 'એકરૂપ' ૧૨ बुध्यते बोधयति वा तत्त्वानि, इति बुद्धः । १३ शं ( सुखं ) करोतीति शंकरः । १४ मुक्तिमार्गस्य विधानं करोतीति विधाता ।

સર્વ દોષોનો નાશ અને સર્વગુણોની પ્રાપ્તિ, પરમાત્માના અવલંબનજ ઉપર આધાર રાખે છે. જિન્દગીની સફળતાનો ધોરી માર્ગ એજ છે. એજ માટે કહેવામાં આવ્યું છે કે—

यः परात्मा परंज्योतिः परमः परमेष्ठिनाम् ।
आदित्यवर्णं तमसः परस्तादामनन्ति यम् ॥

सर्वे येनोदमूल्यन्त समूलाः क्लेशपादपाः ।
मूर्ध्ना यस्मै नमस्यन्ति सुरासुरनरेश्वराः ॥

प्रावर्तन्त यतो विद्याः पुरुषार्थप्रसाधिकाः ।
यस्य ज्ञानं भवद्भाविभूतभावावभासकृत् ॥

यस्मिन् विज्ञानमानन्दं ब्रह्म चैकात्मतां गतम् ।
स श्रद्धेयः स च ध्येयः प्रपद्ये शरणं च तम् ॥

तेन स्यां नाथवांस्तस्मै स्पृहयेयं समाहितः ।
ततः कृतार्थो भूयासं भवेयं तस्य किङ्करः ॥

तत्र स्तोत्रेण कुर्यां च पवित्रां स्वां सरस्वतीम् ।
**इदं हि भवकान्तारे जन्मिनां जन्मनः फलम् ॥**

( વીતરાગસ્તોત્ર, હેમચન્દ્રાચાર્ય. )

હવે અહીં એક પ્રશ્ન ઉભો થાય છે. પ્રશ્ન એ છે કે—આપણે જ્યારે **એમ જોઇ** ગયા કે–'ઈશ્વર જગત્નો કર્તા નથી' તો **પછી** ઈશ્વરને **પૂજવાથી શો** લાભ ? અર્થાત્ 'ઈશ્વર જ્યારે વીતરાગ છે–તુષ્ટ કે રૂષ્ટ **થતો નથી**, તો તેનું પૂજન શું ઉપયોગી ?' હવે આનો ઉત્તર જોઇએ. **જૈનશાસ્ત્રકારો**નું કહેવું એવું છે કે—ઈશ્વરની ઉપાસના ઈશ્વરને પ્રસન્ન કરવા વાસ્તે નથી, કિન્તુ પોતાના હૃદયની શુદ્ધિ કરવા વાસ્તે છે. સર્વ દોષોના ઉત્પાદક રાગ–દ્વેષને દૂર કરવા રાગદ્વેષરહિત પરમાત્માનું અવલંબન લેવું અતિ આવશ્યક છે. મોહવાસનાથી ભરેલો આત્મા સ્ફટિકના જેવો છે. એટલે કે જેવી રીતે સ્ફટિકની પાસે જેવા રંગનું ફૂલ હોય, તેવો રંગ સ્ફટિક પોતામાં ખેંચી લે છે, તેવી રીતે જેવા રાગ–દ્વેષના સંયોગો આત્માને મળે છે, તેવા પ્રકારની અસર આત્મામાં જલ્દી ઉત્પન્ન થાય છે. આ માટે સારા સંયોગો મેળવવાની ખાસ અગત્ય દરેક કલ્યાણાભિલાષી

**સમજી શકે છે:** વીતરાગદેવનું સ્વરૂપ પરમશાન્તિમય છે. રાગ-દ્વેષની **અસર તેના સ્વરૂપમાં** બિલકુલ હોતી નથી. અતઃ તેનું અવલંબન લેવાથી-તેનું ધ્યાન કરવાથી આત્મામાં વીતરાગધર્મનો સંચાર થાય છે. અને એ રસ્તે **ક્રમશઃ** વીતરાગ થઇ શકાય છે. સહુ કોઇ સમજી શકે છે-એક રૂપવતી સ્ત્રીનું દર્શન કરવાથી કામની જાગૃતિ થાય છે, પુત્રનું કે મિત્રનું દર્શન કરવાથી સ્નેહનો પ્રાદુર્ભાવ થાય છે અને એક સુપ્રસન્ન મુનિમતંગજનું દર્શન કરવાથી હૃદયમાં શાન્તિનો આલ્હાદ અનુભવાય છે. આ ઉપરથી '**સોબત તેવી અસર**' એ કહેવત તરફ વધારે માનની લાગણી ઉદ્ભવે છે. વીતરાગ દેવની સોબત-તેનું દર્શન, સ્તવન, પૂજન કે સ્મરણ કરવું, એ છે. એથી આત્મામાં એવી અસર ઉત્પન્ન થાય છે કે રાગ-દ્વેષની વૃત્તિઓ સ્વતઃ ઓછી થવા પામે છે. આ ઈશ્વરપૂજનનું મુખ્ય ફળ છે.

પૂજ્ય **પરમાત્મા** પૂજકના તરફથી કાંઇ આકાંક્ષા રાખતા નથી. પૂજ્ય પરમાત્માને પૂજકના તરફથી કાંઇ ઉપકાર થતો નથી. પરન્તુ પૂજક પોતાના આત્માના ઉપકાર અર્થે પૂજ્યની પૂજા કરે છે અને પરમાત્માના આલંબનથી-તે તરફની એકાગ્રભાવનાના બળથી પૂજક પોતાનું ફળ મેળવી શકે છે.

અગ્નિની પાસે જનાર મનુષ્ય, જેમ ટાઢ ઉડવાનું ફળ સ્વતઃ મેળવે છે, પરન્તુ અગ્નિ કોઇને તે ફળ લેવા બોલાવતી નથી, તેમજ તે **પ્રસન્ન થઇને** કોઇને તે ફળ દેતી નથી: એ પ્રમાણે વીતરાગ પરમેશ્વરની ઉપાસના કરવાથી રાગાદિદોષરૂપ ટાઢ સ્વતઃ પલાયન કરી જાય છે, અને ચૈતન્યવિકાસનું મહત્ ફળ મેળવાય છે. આવી રીતની ફળપ્રાપ્તિમાં ઈશ્વરને **પ્રસન્ન થયાનું** માનવું એ **જૈનશાસ્ત્રને** સમ્મત નથી.

વેશ્યાનો સંગ કરનાર મનુષ્ય દુર્ગતિનો ભાજન થાય છે, એ ખરી વાત છે, પરન્તુ એ દુર્ગતિ આપનાર કોણ? એ વિચારવું જોઇએ. વેશ્યાને દુર્ગતિ આપનાર માનવું. એ તાત્ત્વિક દૃષ્ટિએ ભ્રાન્તિ છે: કારણ કે એક તો વેશ્યાને દુર્ગતિની ખબર નથી, અને એ સિવાય કોઇ, કોઇને દુર્ગતિએ લઇ જવા સમર્થ નથી: ત્યારે દુર્ગતિએ લઇ જનાર માત્ર **હૃદયની મલિનતા** સિવાય બીજું કાંઇ નથી, એ બેધડક ગળામાં ઉતરે એવી હકીકત છે. આ ઉપરથી એ સિદ્ધાન્ત સ્થિર થઇ શકે છે કે સુખ-

દુઃખનાં કારણભૂત જે કર્મ છે, તેનો આધાર હૃદયની શુભાશુભ વૃત્તિઓ ઉપર રહેલો છે, અને એ વૃત્તિઓને શુભ બનાવવાનું અને તે દ્વારા સુખ મેળવવાનું સર્વશ્રેષ્ઠ સાધન કોઇ હોય, તો તે **ભગવદ્દુપાસના છે.** એથી વૃત્તિઓ શુભ થાય છે અને છેવટે સર્વ વૃત્તિઓનો નિરોધ થવાથી અતીન્દ્રિય પરમાનન્દ પ્રાપ્ત કરી શકાય છે.

**देवभक्तिमकुर्वतः शोचति—**

**वयस्यगोष्ठीं विविधां विधातुं मिलेत् कथञ्चित् समयः सदापि ।**
**अल्पोऽवकाशोऽपि न शक्यलाभो देवस्य पूजाकरणाय हन्त ! ॥१९॥**

Some-how we always continue to spare time for chatting with friends: but alas ! we do not spare even a few moments for the worship of God. ( 19 )

**દેવભક્તિ નહિ કરનારાઓ તરફ શોકપ્રદર્શન—**

" અનેકપ્રકારની મિત્રગોષ્ઠીની મઝા ઉડાવવાને હમેશાં કોઇ પણ રીતે ફુરસદ મેળવી શકાય, જ્યારે પ્રભુભક્તિ માટે થોડો પણ અવકાશ પ્રાપ્ત કરી શકાય નહિ. અફસોસ ! ! "—૧૯

**आत्मानमुन्निनंसुर्भगवदुपासनां न मुञ्चति—**

**आत्मोन्नतिं वास्तविकीं यदीयं समीहतेऽन्तःकरणं स मर्त्यः ।**
**उपासनार्थं परमेश्वरस्य कथञ्चिदाप्नोत्यवकाशमेव ॥ २० ॥**

The man whose heart longs for the real exaltation of his soul does somehow or other manage to get time for the worship of God. ( 20 )

**આત્મોન્નતીચ્છુક ભગવદુપાસનાને છોડે નહિ—**

" જેનું અન્તઃકરણ વાસ્તવિક આત્મોન્નતિ તરફ સ્પૃહાવાળું હોય છે, તે મનુષ્ય પરમાત્માની ઉપાસના માટે ગમે તે પ્રકારે હમેશાં અવકાશ મેળવી લે છે. "—૨૦

**વ્યાખ્યા.**

**વીતરાગ પ્રભુએ** પોતાના નિર્મળ જ્ઞાન વડે સંસારનાં દુઃખોને **છેદનારો અને મોક્ષના** માર્ગને **પ્રકાશિત** કરનારો ઉપદેશ આપી ત્રિલોકી **ઉપર અનહદ** ઉપકાર કર્યો છે. એ પ્રભુનો ઉપદેશ શ્રવણ કરી તદનુસાર **વર્તન કરી** અનેક મહાત્માઓ સંસારમહાસાગરનો પાર પામી ગયા **છે.** આપણે પણ તે પ્રભુના પૂરા ઋણી કહેવાઇએ, કે જેના પવિત્ર **ઉપદેશના** માર્ગ ઉપર પ્રવૃત્ત થયેલ પુરાતન મહાત્માઓની પરંપરામાં **આવેલા** વર્તમાન **મહાપુરૂષોના** મુખારવિન્દથી તે પ્રભુનો ઉપદેશેલો ધર્મ **સાંભળવા**-સમજી શકવા ભાગ્યવાન્ થયા છીએ.

પ્રભુભક્તિ, એ મનુષ્યોનું આત્મોન્નતિની દૃષ્ટિએ **પ્રથમ** કર્તવ્ય છે. **નાટક, ચેટક, તમાશા** જોવામાં જેટલો ઉછરંગ થાય છે, તેટલો ઉછરંગ **પ્રભુદર્શનને** માટે થવો જોઇએ. કેટલાક ચંચલચિત્તવાળા માણસો **પ્રભુના** મંદિરમાં જઇ " **લે દેવ ચોખા, છોડ મારો છેડો** " જેવું કરતા જોવાય છે, પણ તેવી અસ્થિરતા નહિ રાખતાં સ્થિરતાથી પ્રભુની **મુખમુદ્રા** નિહાળી પ્રભુના ગુણો વિચારવા જોઇએ. ભાવના કરવી જોઇએ કે-" પ્રભુ પણ એક વખતે આપણા જેવા હતા. પરન્તુ તેઓ આત્મશક્તિને ખિલવી પ્રભુ થયા. હું પણ એઓના પ્રમાણે આત્મબળ ખિલવું તો એઓના જેવો **પ્રભુ** બની શકું "

અહીં પ્રસંગતઃ એક વાત સમજાવી દેવી જોઇએ કે પ્રભુના **મંદિરમાં બેઅદબથી** વ્યવહાર રાખવો નહિ. રાજા-મહારાજાના દરબાર માં **અદબથી** રહેવું પડે છે, તો ત્રિલોકીનાથ **પ્રભુના** દરબારમાં બેઅદબથી રહેવાયજ કેમ ? એક પણ અવજ્ઞા પ્રભુની દૃષ્ટિસમક્ષ થવી **જોઇએ નહિ.** આપણે જાણીએ છીએ કે પ્રભુના મંદિરમાં આવવાનો **ઉદ્દેશ આત્મિક શાંતિ** મેળવવી, એ છે. આમ છતાં પ્રભુના મંદિરમાં **પ્રભુનો અવિનય** થાય એવું વર્તન જો રાખવામાં આવે, **અથવા** એક **બીજા સાથે ક્રોધ-કલહમાં** ઉતરવામાં આવે, તો વિચાર કરો કે પ્રભુના **દર્શનનું પરિણામ** કયાં રહ્યું ?

**ઘણી વખત** જોવામાં આવ્યું છે કે પ્રભુની નિકટમાં પૂજા કરનારાઓની ગડદી થતાં પરસ્પર ધકાધકીનું તોફાન ચાલવા માંડે છે.

આ સ્થિતિ બહુજ શરમ ઉપજાવનારી છે. એક બીજા પર આક્રમણ કરીને પ્રભુના ચરણે કેસરનું ટપકું કરી લેવું અને એમ કરીને પૂજા પતાવી લેવી એ અજ્ઞાનતાનું ચિન્હ છે. સ્થિરતા હોય તો ગડદી ઓછી થવાની રાહ જોવી અને તેટલો વખત પ્રભુના ગુણોને ચિંતવવામાં પસારવો. જો જલ્દી હોય, અથવા વધુ વખત બેસી રહેવાનું નજ પાલવતું હોય, તો **ભાવપૂજા**થી આત્માને પવિત્ર કરવો. દ્રવ્યપૂજાનું સાધ્ય ભાવપૂજા છે; અને અતએવ દ્રવ્યપૂજાનો પ્રસંગ નહિ મળતાં કેવળ ભાવપૂજાથી ઉત્તમરીતા કૃતકૃત્ય થઇ શકાય છે.

પ્રભુની પ્રતિમાને અવલોકતાં આપણને બહુજ મહત્ત્વનો ઉપદેશ મળે છે. પ્રભુની મૂર્તિનું પ્રત્યેક અંગ નિરખતાં આપણને ઘણુંજ શિખવાનું પ્રાપ્ત થાય છે. પ્રભુનું પ્રસન્ન મુખકમળ આપણને પોતાના મુખને પ્રસન્ન રાખવાનો પાઠ શિખવે છે, પ્રભુની મધ્યસ્થ આંખો આપણને એમ સમજાવે છે કે 'તમે તમારી આંખોને વિકારથી વેગળી રાખો.' આવી રીતે પ્રભુ તરફ એકાગ્રભાવમાં વર્ત્તવાથી મનુષ્યને પોતાની આત્મસ્થિતિનું ભાન થાય છે. અને એથી કલ્યાણસિદ્ધિનો માર્ગ તેને સુલભ થઇ પડે છે.

અહીં એક વાત તરફ ધ્યાન ખેંચવાની જરૂર જણાય છે કે પ્રભુની મૂર્તિમાં વિકાર, ભય કે મોહનું ચિન્હ કશું હોતું નથી, અને હોઇ શકે પણ નહિ. કેમકે પ્રભુ જ્યારે **વીતરાગ** ( રાગાદિદોષનિર્મુક્ત ) છે, તો પછી તેની **પ્રતિકૃતિ**માં-તેના **પ્રતિબિંબ**માં-તેની મૂર્તિમાં રાગનું, દ્વેષનું કે મોહનું ચિન્હ સંભવેજ ક્યાંથી ?

પહેલાં આપણે આપણું લક્ષ્ય સ્થિર કરવું જોઇએ. આપણું લક્ષ્ય એ છે કે સંસારના સંતાપથી મુક્ત થવું, અર્થાત્ વીતરાગસ્થિતિએ પહોંચવું. આ લક્ષ્યને સિદ્ધ કરવા માટે વીતરાગ પરમેશ્વરની કેવી મૂર્તિ આપણને ઉપયોગી થઇ પડે, એ દરેક વિચારક સમજી શકે છે. યદિ વીતરાગ પરમાત્માની મૂર્તિમાં સ્ત્રીનો સમ્પર્ક હોય, તો તેવી મૂર્ત્તિ આત્મશાંતિને માટે ઉપયોગી થઇ શકે નહિ. વસ્તુતઃ પ્રભુ જ્યારે વીતરાગ છે, તો તેની મૂર્તિમાં સ્ત્રીનો સમ્બન્ધ લગાવવો, એ તો નિતરાં અયુક્ત છે. એજ પ્રમાણે શસ્ત્ર કે માળાનો પણ સમ્બન્ધ વીતરાગ

દેવની મૂર્તિને લાગુ પડી શકતો નથી, કારણ કે રાગ-દ્વેષરહિત એવા પરમાત્માને માથે કોઇ શત્રુજ નથી, તો પછી તેને શસ્ત્ર રાખવાનું હોય જ શાનું ? અને અતએવ તેની મૂર્તિમાં પણ શસ્ત્રનો સમ્બન્ધ હોઇ શકે ક્યાંથી ? વળી પરમસિદ્ધાર્થ ( કૃતકૃત્ય ) ભગવાનને માળા હાથમાં રાખવાનું સંભવેજ નહિ, એ ઉઘાડી વાત છે. જે સકલ કર્મોથી વિમુક્ત છે, તે પરમાત્મા પ્રભુને કોનો જાપ કરવાનો હોય કે જેને લીધે તેને માળાની જરૂર પડે ? જ્યારે આમ હકીકત છે, તો પછી પ્રભુની પ્રતિમામાં માળાનો સમ્બન્ધ હોઇ શકે ખરો ?

આ ઉપરથી કોઇ પણ વિચારકથી નિઃસન્દેહ સમજી શકાય છે કે પરમાત્માની મૂર્તિ સર્વથાવિકારરહિત, પૂર્ણશાંતિમય અને ધ્યાનસ્થ હોવી જોઇએ. ત્યારેજ તેનું અવલંબન આત્મોન્નતિસાધક થઇ શકે છે.*

---

" न पक्षिपशुसिंहादिवाहनासीनविग्रहः ।
न नेत्रवक्त्रगात्रादिविकारविकृताकृतिः " ॥

" न शूलचापचक्रादिशस्त्रांककरपल्लवः ।
नाङ्गनाकमनीयाङ्गपरिष्वङ्गपरायणः " ॥

" न गर्हणीयचरितप्रकम्पितमहाजनः ।
न प्रकोपप्रसादादिविडम्बितनरामरः " ॥

" न जगज्जननस्थेमविनाशविहितादरः ।
न लास्यहास्यगीतादिविप्लवोपप्लुतस्थितिः " ॥

" तदेवं सर्वदेवेभ्यः सर्वथा त्वं विलक्षणः ।
देवत्वेन प्रतिष्ठाप्यः कथं नाम परीक्षकैः ? " ॥

" अनुस्रोतः सरत्पर्णतृणकाष्ठादि युक्तिमत् ।
प्रतिस्रोतः श्रयद् वस्तु कया युक्त्या प्रतीयताम् ? " ॥

" अथवाऽलं मन्दबुद्धिपरीक्षकपरीक्षणैः ।
ममापि कृतमेतेन वैयात्येन जगद्गुरो ! " ॥

" यदेव सर्वसंसारिजन्तुरूपविलक्षणम् ।
परीक्षन्तां कृतधियस्तदेव तव लक्षणम् " ॥

अथ तृतीयं कर्तव्यं सदाचारमभिधत्ते—

लोकापवादाद् भयशीलता च सुदक्षिणत्वं च कृतज्ञता च ।
सर्वत्र निन्दापरिवर्जनं च सतां स्तवः प्रस्तुतयोग्यवाक्त्वम् ॥२१॥

कृतप्रतिज्ञापरिपालनं चासत्सद्व्ययत्यागविधानवत्त्वम् ।
नालस्यवश्यं पुनराग्रहश्च सुयोग्यकार्येषु विवेकबुद्ध्या ॥ २२ ॥

अदैन्यमापद्यपि, नम्रता च सम्पत्प्रकर्षे, महतां च मार्गे ।
समारुरुक्षाऽऽर्जवमार्दवे च सन्तोषवृत्तिः सुविचारता च ॥ २३ ॥

लोकाऽविरुद्धाचरणानुवृत्तिः सर्वत्र चौचित्यविधायकत्वम् ।
एवंप्रकारः स्वयमूहनीयः सद्भिः सदाचार उदारबुद्ध्या ॥ २४ ॥
चतुर्भिः कलापकम् ।

Fear of the public scandal, ever readiness to share others. burdens. gratefulness. abstention from speaking ill of others. the praising of the good, words few and necessary for the matter in hand. keeping of one's promise. refraining from wrongly spending money, discarding of slothfulness. reasonable persistence in matters of importance. loftiness of mind even in poverty, politeness in prosperity, desire to follow in the footsteps of the great. straight-forwardness. gentleness, contentment, holy thoughts. general adherence to popular customs and aptitude for always doing the right thing at the right moment-these. the

---

" क्रोधलोभभयाक्रान्तं जगद् अस्माद् विलक्षणः ।
न गोचरो मृदुधियां वीतरागः कथञ्चन " ॥

—વીતરાગસ્તોત્ર, હેમચન્દ્રાચાર્ય.

broad-minded wise persons should understand, constitute the rules of good conduct. ( 21-24 )

**તૃતીય કર્ત્તવ્ય—**

**સદાચાર.**

" લોકાપવાદથી ભય રાખવાનો સ્વભાવ, ગંભીર પ્રકૃતિએ બીજાના કામમાં ભાગ લેવાને તત્પરતા દર્શાવવી એ સુદાક્ષિણ્ય, બીજાના કરેલા ઉપકારોને ધ્યાનમાં રાખવા એ કૃતજ્ઞતા, કોઇની પણ નિન્દા કરવાનો ત્યાગ, સત્પુરુષોનો પરિચય, પ્રસ્તુતને અનુસરી યોગ્ય વચનપ્રવૃત્તિ, કરેલી પ્રતિજ્ઞાનું નિર્વહન, ખરાબ રસ્તે દ્રવ્ય ન ઉડાવવું, યોગ્ય માર્ગે યથાશક્તિ દ્રવ્યનો વ્યય કરવો, આલસ્યનો ત્યાગ, સુયોગ્ય કાર્યો માટે વિવેકપૂર્વક દૃઢ આગ્રહ, આપત્તિના વખતે અદીનતા, સંપત્તિની વૃદ્ધિમાં નમ્રતા, મ્હોટાઓના માર્ગ ઉપર ચાલવાની ઉત્કટ આકાંક્ષા, સરળતા, મૃદુતા, સન્તુષ્ટતા, શુદ્ધ વિચારકતા, લોકસમ્મત ( ધર્માવિરુદ્ધ ) વ્યવહારનું પાલન, સર્વત્ર ઉચિતતાનું અનુસરણ, એ વગેરે બાબતો સદાચારમાં બુદ્ધિમાનોએ સ્વયં ઉદારબુદ્ધિથી સમજવાની છે. "—૨૧, ૨૨, ૨૩, ૨૪.

**न हि नीतिमन्तरेण योगारोहः—**

**स्वजीवनं कीदृशमुच्चनीति सम्पादयेद् योगपथारुरुक्षुः ।**
**तदेतदेतेन विचारकाणां मनोभुवां स्पष्टमुपागतं स्यात् ॥ २५ ॥**

From this, it will be clear to those who think to what moral height a man who wishes to tread the path of yoga, must raise himself. ( 25 )

**નીતિનું મહત્ત્વ—**

" યોગપથ ઉપર ચઢવાની અભિલાષાવાળા મનુષ્યે પોતાના જીવનને કેવી ઉચ્ચનીતિવાળું બનાવવું જોઇએ, એ વાત આ ચાર શ્લોકો ઉપરથી વિચારશીલ મનુષ્યોના હૃદયપટ પર આલેખિત થઇ ગઇ હોવી જોઇએ "—૨૫

**अथ चतुर्थं कर्त्तव्यं तपः—**

**बहुप्रकारं तप आमनन्ति युक्तं यथाशक्ति तपो विधातुम् ।**
**देहस्य शुद्धिर्हृदयोज्ज्वलत्वं विधीयमानेऽत्र विवेकपूर्वम् ॥ २६ ॥**

Austerities are of various kinds, a person should practise them according to his capacity. If the austerities are properly practised, they purify the body and ennoble the mind. ( 26 )

**ચોથું કર્ત્તવ્ય—**

**તપ.**

" તપના અનેક પ્રકારો બતાવવામાં આવ્યા છે. શક્તિ પ્રમાણે તપ કરવો જોઈએ. વિવેકપૂર્વક તપ કરવાથી ઉત્તમોત્તમ બે ફળો પ્રાપ્ત થાય છે. તે બે ફળો-શરીરનું આરોગ્ય અને હૃદયની નિર્મલતા. "—૨૬

**વિશેષ—**

તપને ત્રણ વિભાગોમાં પણ વિભક્ત કરી શકાય છે. તે ત્રણ વિભાગ-શારીરિક તપ, વાચિક તપ અને માનસિક તપ છે. **ભગવદ્ગીતા**-માં પણ આ રીતે તપના વિભાગો પાડયા છે. જુઓ ૧૭ મો અધ્યાય—

" देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते " ॥ १४ ॥

" अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते " ॥ १५ ॥

" मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते " ॥ १६ ॥

તાત્પર્ય એ છે કે—દેવ, ગુરુ, સંત વગેરે ગુણવંતોની પૂજા, મલ-શુદ્ધિ, સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ **શારીરિક** તપ છે.

બીજાને ઉદ્વેગ ન થાય એવું સત્ય, પ્રિય, હિતવચન બોલવું એ અને સ્વાધ્યાય-શાસ્ત્રાભ્યાસ કરવો એ **વાચિક** તપ છે.

મનની પ્રસન્નતા, પ્રશાન્તવૃત્તિ, શુભધ્યાન, આત્મસંયમ અને શુદ્ધ-ભાવના એ **માનસિક** તપ છે.

પ્રકારાન્તરથી પણ તપના ભેદો પડી શકે છે. જેમકે—સાત્ત્વિક તપ, રાજસ તપ અને તામસ તપ. આ ત્રણ ભેદો ભગવદ્‌ગીતામાં શી રીતે વર્ણવ્યા છે, તે જોઇએ---

" श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते " ॥

" सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् " ॥

" मूढग्राहेणाऽऽत्मनो यत् पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् " ॥

અર્થાત્—ઉત્તમ શ્રદ્ધા વડે અને ફલની આકાંક્ષા વગર જે શારીરિક, વાચિક અને માનસ તપ કરવામાં આવે છે, તે **સાત્ત્વિક** તપ છે.

સત્કાર, માન, ખ્યાતિ મેળવવા માટે અને દંભયુક્ત જે તપ કરવામાં આવે છે, તે **રાજસ** તપ છે.

મૂઢતાથી અજ્ઞાનકલેશરૂપ જે તપ કરવામાં આવે છે અને બીજાનો નાશ કરવા માટે જે તપ કરવામાં આવે છે, તે **તામસ** તપ છે.

આ તપના ત્રણ પ્રકારોમાં સાત્ત્વિક તપ એજ વાસ્તવિક તપ છે. એનાથીજ આત્મકલ્યાણની સિદ્ધિ છે. રાજસ અને તામસ તપ તો નામ-માત્રથી તપ છે. એનાથી પરમાર્થ લાભ નથી. તપની અંદર ખાસ કરીને સાવધાનતા એ રાખવાની છે કે દંભ, અહંકાર અને ક્રોધનો સ્પર્શ તેને થવો ન જોઇએ. તપનું અજીર્ણ ક્રોધ છે, તપનો વિકાર અહંકાર છે અને તપનું શલ્ય દંભ છે. એ ત્રણેથી મુક્ત રહેવામાંજ તપની મહત્તા, વાસ્તવિકતા અને શ્રેયસ્કરતા સમાયલી છે.

**तपःपुष्टिः—**

**किञ्चिद् व्यथायामपि सम्भवन्त्यामनादरस्तत्र न संविधेयः ।**
**अभ्यासतोऽग्रे सुकरं तपः स्यात् कष्टाद् विना कर्म न हन्यतेऽपि ॥२७॥**

Even though some pain may be caused by the religious austerities, yet a man should not view them with dislike. They become easy through practice. Karmic forces can not be destroyed without difficulty. ( 27 )

**તપની પુષ્ટિ—**

" તપની અંદર કાંઈક પીડા અનુભવાય છે, એ વાત ખરી છે, તો પણ તેથી તેનો અનાદર કરવો વ્યાજબી નથી, કારણ કે અભ્યાસ કરવાથી પરિણામે તપ દુષ્કર રહેતો નથી; વળી એ પણ સમજવું જોઇએ કે કષ્ટ વિના કર્મોને હણવાનું પણ ક્યાં થઇ શકે તેમ છે ?. "—૨૭

**तपः कदा अनुपयोगि ?—**

**न रोचते भोजनमन्वहं च कस्मै ?, परं तेन क इष्यतेऽर्थः ? ।**
**अयं भवः स्याद् यदि सौख्यपूर्णस्तदा क्षमः स्याद् विषयैकसङ्गः ॥२८॥**

Who does not like to eat every day ? Yet what purpose is served thereby ? If this phenomenal world were full of bliss, then close attachment to worldly things would be proper ( tolerable ). ( 28 )

**તપ ક્યારે અનુપયોગી કહેવાય ?—**

" હમેશાં ખાવું-પીવું કોને ગમતું નથી ? પરન્તુ એથી વળ્યું શું ? આ સંસાર યદિ સુખપૂર્ણ હોત, તો બેશક વિષયરસમાં નિમગ્ન રહેવું વ્યાજબી લેખાત."—૨૮

**तपःकर्त्तव्यत्वमुपपादयति—**

**न वास्तवो भोजनमात्मधर्मो देहस्य सङ्गेन विधीयते तु ।**
**तस्मादनाहारपदोपलब्ध्यै युक्तं तपोऽप्यभ्यसितुं सुधीनाम् ॥ २९ ॥**

Eating is not the real nature of soul. It is due

to its contact with the body. Therefore the wise should practise austerities to attain that state where the need of food etc., vanishes. ( 29 )

**તપનું કર્તવ્યત્વ—**

" ખાવું એ આત્માનો વાસ્તવિક ધર્મ નથી, એ તો શરીરની સંગતનું ફળ છે. એ માટે 'અનાહાર' પદ ( જ્યાં ખાવું, પીવું, રમવું નથી, એવા અકૃત્રિમ શાશ્વતસુખસ્વરૂપ મોક્ષપદ ) ને મેળવવા તપનો અભ્યાસ કરવો બુદ્ધિમાનોને યોગ્ય છે. "—૨૯

**कीदृशं तपः कार्यम् ?—**

**न यत्र दुर्ध्यानमुपस्थितं स्याद् योगा न हानिं पुनराप्नुवन्ति ।**
**क्षीणानि न स्युःपुनरिन्द्रियाणि कुर्यात् तपस्तत् सुविचारयुक्तम् ॥३०॥**

These austerities should be performed with pious thoughts so that nothing distracts the mind and also the resulting powers ( of body, mind and speech ) and senses are not impaired. ( 30 )

**તપ કેવો કરવો ?—**

" જેમાં દુર્ધ્યાન થાય નહિ, મન-વચન-શરીરના યોગો હણાય નહિ અને ઇન્દ્રિયોને ક્ષતિ પહોંચે નહિ, એવો સુવિચારપૂર્વક તપ કરવો જોઇએ. "—૩૦

**तपोनादर आश्चर्यविषयः—**

**धनस्य हेतोरथवा नियोगे स्वस्वामिनः संसहते बुभुक्षाम् ।**
**उद्देश आत्मोन्नतिसम्पदस्तु तपो यथाशक्त्यपि नेत्र चित्रम् ॥३१॥**

It is surprising that a man suffers from hunger for the sake of wealth or in executing his master's orders; while he is unable to practise the yoga even

according to his capacity with a view to uplift his soul. ( 31 )

**તપ નહિ કરવા વિષે આશ્ચર્યપ્રદર્શન—**

" લક્ષ્મીને ઉદ્દેશીને ( વેપારમાં ગ્રાહકોની ધમાલ મચાણી હોય, તેવા વખતે ) અથવા પોતાના માલિકની આજ્ઞાનુસાર ચાલતાં ક્ષુધા-તૃષા વગેરે સહન કરી લેવી પડે છે, જ્યારે આત્મોન્નતિને માટે યથાશક્તિ પણ તપ કરવામાં આવતો નથી, આશ્ચર્ય ! ! "—૩૧

**तपश्चिकीर्षां जागरयति—**

**वदन्ति सन्तः, प्रतिपद्यते च दावाग्निकल्पो भव एष भीमः ।**
**विचित्ररूपास्ति च कर्मसृष्टिस्तद् भोगकीटीभवितुं न युक्तम् ॥३२॥**

**नानाविधस्वादुरसप्रपूर्णभोज्योपभोगे प्रविधीयमाने ।**
**प्रपद्यते यद्यपवर्गलक्ष्मीर्भवे तदा को बत पर्यटन् स्यात् ? ॥३३॥**

The wise declare, the truth is brought home to us that this phenomenal world is terrible like conflagration, and the results of the karmic forces pass comprehension; such being the case, it is not proper for a human being to be enjoying the worldly pleasures like worms.

Who will remain transmigrating from one life to another in this world if it is possible to attain heaven by feeding on varions sweet and flavoursome eatables ? ( 32-33 )

**તપવિષયક પ્રતિબોધ—**

" શાસ્ત્રકાર મહાત્માઓ કહે છે અને આપણે અનુભવીએ છીએ કે આ સંસાર દાવાનલ જેવો ભયંકર છે, અને કર્મની સૃષ્ટિ બહુ વિચિત્ર

સમ્યગ્દષ્ટિ થવાય છે. આથી એ અર્થાત્ કહેવાઇ જાય છે કે—સમ્યગ્દષ્ટિઓને મોક્ષપ્રાપ્તિમાં વધુમાં વધુ વિલંબ અર્ધ પુદ્ગલપરાવર્ત્ત કાલ સુધી છે. "—૪૬

**ભાવાર્થ—પુદ્ગલપરાવર્ત્ત** એ કાળવિશેષની પારિભાષિક સંજ્ઞા છે. આ કાળ ઘણોજ મોટો છે. અનંતાનંત વર્ષો આ કાળમાં પસાર થઇ જાય છે. અતએવ આ કાળનું માન બતાવી શકાય તેમ નથી. છતાં **જૈનશાસ્ત્રકારો** જે પદ્ધતિએ એ કાળની સમજુતી આપે છે, તે આવી રીતે છે—

સમગ્ર લોકના આકાશના પ્રદેશોને **ક્રમશઃ** મરણથી સ્પર્શ કરવામાં જેટલો કાળ જાય, તેટલા કાળને પુદ્ગલપરાવર્ત્ત **કહે છે. ક્રમે** કરીને સર્વ આકાશપ્રદેશોમાં મરણ કરતાં જેટલો કાળ જાય તેટલો કાળ અહી સમજવાનો છે. અર્થાત્ એક જીવનું જે આકાશપ્રદેશોમાં રહીને મરણ થયું, તે જીવનું ગમે તેટલો કાળ ગયા પછી પણ તે આકાશપ્રદેશોના અનન્તરવર્ત્તી આકાશપ્રદેશોમાં મરણ થવું જોઇએ, વળી ફરીને ગમે ત્યારે પણ તે પછીના અનન્તર આકાશપ્રદેશોમાં મરણ થવું જોઇએ, એમ **ક્રમથી** (વચ્ચે ગમે તેટલી જગ્યાએ મરણો થવા છતાં પણ) સર્વ આકાશ પ્રદેશોમાં મરણો પુરા કરવામાં જેટલો વખત લાગે, તેટલા વખતને [1]પુદ્ગલપરાવર્ત્ત કહે છે. મતલબ કે—કોઇ જીવનું જે આકાશપ્રદેશોમાં મરણ થયું, તે પછીનું તેનું બીજું મરણ તે પ્રદેશોના અનન્તરવર્ત્તી પ્રદેશોમાંજ થાય

[1] પુદ્ગલપરાવર્ત્તના ચાર પ્રકારો છે—સૂક્ષ્મદ્રવ્યપુદ્ગલપરાવર્ત્ત, સૂક્ષ્મક્ષેત્રપુદ્ગલપરાવર્ત્ત, સૂક્ષ્મકાળપુદ્ગલપરાવર્ત્ત અને સૂક્ષ્મભાવપુદ્ગલપરાવર્ત્ત. પ્રસ્તુતમાં જે પુદ્ગલપરાવર્ત્તની સમજુતી આપી છે, તે સૂક્ષ્મક્ષેત્રપુદ્ગલપરાવર્ત્ત છે. કારણ કે સિદ્ધાન્તોમાં પ્રાયઃ ક્ષેત્રપુદ્ગલપરાવર્ત્તનનો વ્યવહાર છે.+

+ " सूक्ष्माणामपि चतुर्णां पुद्गलपरावर्त्तानां मध्ये जीवाभिगमादौ पुद्गलपरावर्त्तः क्षेत्रतो बाहुल्येन गृहीतोऽस्ति । क्षेत्रतो मार्गणायां तस्योपादानात् + + + + ततोऽन्यत्रापि यत्र विशेषनिर्देशो नास्ति तत्र पुद्गलपरावर्त्तग्रहणे क्षेत्रपुद्गलपरावर्तो ग्राह्यः " ।

—प्रवचनसारोद्धारे द्विषष्ठ्यधिकशततमे द्वारे ।

એવો નિયમ નથી; એ માટે આકાશપ્રદેશો કેવા ક્રમથી સ્પર્શવા જોઇએ, એ સાવધાનતાથી વિચારવાનું છે. કોઇ આકાશપ્રદેશોમાં મરણ થયા પછી ગમે ત્યારે તે પ્રદેશોના અનન્તર પ્રદેશોમાં જ્યારે મરણ થાય, ત્યારે તે પ્રદેશો ક્રમથી સ્પર્શાયા કહેવાય. પરંતુ વચ્ચેના વખતમાં જે અન્ય પ્રદેશોમાં મરણો થયાં, તે પ્રદેશો ક્રમથી સ્પર્શાયેલા કહેવાય નહિ. એવીજ રીતે વળી ગમે ત્યારે પણ પેલા ક્રમસ્પૃષ્ટ પ્રદેશોના અનન્તર પ્રદેશોમાં જ્યારે મરણ થાય, ત્યારે તે પ્રદેશો ક્રમથી સ્પર્શાયા કહેવાય. આવી રીતના ક્રમથી સર્વ આકાશપ્રદેશો જ્યારે મરણોથી સ્પર્શાય અને એવી રીતે સ્પર્શવામાં જેટલો કાળ જાય, તેટલા કાળને પુદ્ગલપરાવર્ત કહે છે. આ ઉપરથી સમજી શકાય છે કે આ કાળ કેટલો બધો મોટો છે. આ કાળ અનન્તકાળ કહેવાય છે. અર્ધ. પુદ્ગલપરાવર્ત કાળ પણ અનન્તકાળ કહેવાય છે.

**सम्यक्त्वं लक्षयति**---

> **विमलः परिणाम आत्मनः**
> **किल सम्यक्त्वमुदीरितं बुधैः ।**
> **अपवर्गपुरप्रवेशनं**
> **न हि मुद्रामनवाप्य पामिमाम् ॥ ४७ ॥**

This unsullied pure state of the soul is emphatically called by the wise-Samyaktva-perfect faith in the essential principles of Jainism. This perfect faith is the passport for admission into the city of Liberation. Without this passport, no one is entitled to Liberation—( Moksha ). ( 47 )

**Notes:**—Every thing is subject to the law of causation. The effect must follow the cause. The cognition of the nature of the soul must be due to something-it is Samvyaktva ( right attitude chiefly

instrumental in bringing about Self-illumination ). So without this attitude nothing can work out true realization of the soul. Samvyaktva ( right belief ) serves as a beacon light on the path of liberation. Religious teachers have emphatically pronounced unshakable and perfect faith in the essential principles of Jainism as declared by Passionless to be the preliminary necessity. Meditation, concentration, philophical reflection can not be exercised unless one has attained the state of Samvyaktva.

It would not be out of place to give a very brief account of Samvyaktva according to the Jain philosophy. Karma according to the Jain philosophy, is classified into eight heads. Mohaniya Karma forms the fourth head. Its nature is to infatuate our moral and mental capacities in such a way as to cloud the discrimination between right and wrong. It is again classified into two heads,—the Darshnamohaniya Karmas which obstruct the faculty of relishing the truth when it is heard, and the Charitramohaniya Karmas which obstruct right conduct. When the three Darshanmohaniya Karmas and the four Anantānubandhis ( worst kind of anger, pride, deceit and greed ) are controlled the light of Samvyaktva dawns upon the human mind and the knot of karmas-( likes & dislikes ) is cut off. The aspirant after Samvyaktva must pass through three processes-Yathā pravriti-karana, Apurvakarana, and Anivritti-karana. These three processes refer to the reduction of the duration of the seven Karmas and

the amount by which the duration is reduced. When a man is in a Yathāpravrittikarana he feels that this phenomenal life is a misery. In the second process, the desire to be free from the four Anantānubandhis becomes manifest. In the third, the control of the four Anantānubandhis is actualised and the knot of karmas is cut off and the Mithyatva becomes inoperative. It is called Vyavahar Samvyaktva or Dravya Samvyaktva. The other aspect is Bhāva Samvyaktva when he understands that his own Soul is true God, true Guru & true Dharma.

Right faith, leads to all kinds of purity and ultimately to final liberation. It prevents one's births in lower grades of life and physical deformity. One who is endowed with perfect belief, becomes possessed of energy, wealth and grateness. He is enabled to realize the highest ideals. He becomes endowed with miraculous power and enjoy long in the heaven worlds. It is on account of this unshakable right belief, one secures ths Supreme Status. These are numerous advantages of the Right Faith.

**સમ્યક્ત્વનું લક્ષણ—**

" આત્માના ઉજ્જ્વલ પરિણામવિશેષને સમ્યક્ત્વ કહેવામાં આવ્યું છે. આ સમ્યક્ત્વ મુક્તિનો સિક્કો છે. એ સિક્કો મેળવ્યા વગર કોઇ મોક્ષનગરમાં પ્રવેશ કરી શકતો નથી. "—૪૭

**ભાવાર્થ.**

સમ્યક્ત્વનું સ્વરૂપ જોવાઇ ગયું છે. સરળ રીતે તેની વ્યાખ્યા સમજાવવાં જૈન શાસ્ત્રકારો કહે છે કે—જીવ, અજીવ આદિ તત્ત્વોના

યથાર્થ સ્વરૂપમાં બુદ્ધિપૂર્વક-સમજણપૂર્વક અટલ વિશ્વાસ રાખવો, એ સમ્યગ્દર્શન છે.[1] વિશેષતઃ—દેવ, ગુરૂ અને ધર્મને યથાર્થ રીતે ઓળખી તેમના ઉપર નિશ્ચલ શ્રદ્ધા રાખવી[2] એ પણ સમ્યગ્દર્શન છે.[3]

* * * *

* * * *

* * * *

---

૧ " तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् " ।

" जीवाजीवाऽऽश्रवसंवरनिर्जराबन्धमोक्षास्तत्त्वम् "

( ભગવદ્ **ઉમાસ્વાતિ**કૃત તત્ત્વાર્થસૂત્ર )

૨ " या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः ।
धर्मे च धर्मधीः शुद्धा सम्यक्त्वमिदमुच्यते " ॥

—યોગશાસ્ત્ર, હેમચન્દ્રાચાર્ય.

૩ આ સમ્યગ્દર્શનને જૈનશાસ્ત્રોમાં સ્થળે સ્થળે બહુ ઉંચા શબ્દોથી વખાણ્યું છે. એટલુંજ નહિ, પણ આની અગત્ય સર્વ ધર્મશાસ્ત્રકારો સ્વીકારે છે. જુઓ, **મનુસ્મૃતિ**ના છટ્ઠા અધ્યાયનો ૭૪ મો શ્લોક—

" सम्यग्दर्शनसम्पन्नः कर्मणा नहि बध्यते ।
दर्शनेन विहीनस्तु संसारं प्रतिपद्यते " ॥

—" સમ્યગ્દર્શનથી જે સંપન્ન છે, તે કર્મથી બંધાતો નથી. અને દર્શનથી ( સમ્યગ્દર્શનથી ) જે રહિત છે, તે સંસારમાં રઝળ્યા કરે છે. "

**વિવેકચૂડામણિ**માં પણ—

" उद्धरेदात्मनात्मानं मग्नं संसारवारिधौ ।
योगारूढत्वमासाद्य **सम्यग्दर्शननिष्ठया** " ॥ ९ ॥

—એ શ્લોકમાં, સંસારસમુદ્રમગ્ન આત્માનો ઉદ્ધાર **સમ્યગ્દર્શન**-દ્વારા યોગ મેળવવાથી થાય છે, એમ કહ્યું છે.

‘ **પૂર્વસેવા** ’ નામનું દ્વિતીય પ્રકરણ પૂર્ણ થયું. આની અંદર ગુરૂ–દેવ–સેવા, સદાચાર, તપ અને મુક્ત્યદ્વેષ, એટલી બાબતો જોવાઇ. આ માર્ગનું આરાધન કર્યેથી **અષ્ટાંગયોગ** ઉપર આરોહણ કરવાનું બળ પ્રાપ્ત થાય છે. ‘ અષ્ટાંગયોગ ’ શું છે ? એ જાણવાને હવે ત્રીજા પ્રકરણમાં પ્રવેશ કરીએ.

---

# तृतीय–प्रकरणम् ।

## अष्टाङ्गयोगः ।

## CHAPTER III.

### Ashtānga Yoga.

( Shlokas 131. )

The word Yoga is derived from *yuj* ( युज् ) to join and means conjunction or absorption and the Yoga Shastra is the same which treats of the process of achieving this result.

To understand the nature of Yoga, one must understand the nature of man and of Universe. As is stated elsewhere, Jain philosophy divides the Universe into two main classes: Jiva and Ajiva. The real nature of Jiva is consciousness; but it is clouded by Anādi Karma and the Yoga system explains the method of removing the Karma, the Yoga enables the Jiva to join himself with or to be absorbed in its

own real and eternal nature, unalloyed with Karmic ore. It unfolds the supreme consciousness.

Yoga is a practical science based upon psychological laws. Its object is to evolve the pure Atman out of the Jiva, hedged in by the jungle of Karmic forces. Every thing in the Universe is regulated by certain laws and the spiritual evolution has its own laws. Yoga is the systematised knowledge of laws. This is the general meaning of Yoga. The word is used in another sense also as in Jnānayoga and Karmayoga. Here it means 'application,' for instance Jnānayoga means applying oneself to the study of real knowledge. But here also, the original idea is present because in all these latter Yogas the ideal aimed at, is identical—Realisation of the true nature of Self. They only indicate a difference in procedure; the end is the same.

Realisation of the Self involves two things. Knowledge of the true nature of Self and the removal of matter ( Karma ) which screens it; these two form the subject matter of Jnānayoga and Kriyāyoga respectively. But we should note that these two do not stand independent of each other. Because, as it is plain to see, the real nature of Atma will not be unfolded unless the karmic fetters are removed, in other words, the ideal of Jnanayoga will not be achieved unless the Kriyāyoga is practised to the end. Similarly the uninterrupted practice of Kriyāyoga as it gradually removes one layer of Karma after another, will also unfold proportionately the nature of Atman,

that is, it also helps in the attainment of the end sought by Jnānayoga. It will thus be seen that Jnanayoga and Kriyāyoga march hand in hand. One supplements the other. They are two sides of the same shield. One lays emphasis not so much on the process as on the end to be gained: while the other pays particular attention to the process implying at the same time that if the process be rigidly and rightfully carried out, it will not fail to achieve the end. In fact both are equally necessary.

We may incidentally state that it is a very important feature of the Jain Metaphysics that it lays stress on Karma equally with Jnāna. The Western metaphysics does not stand comparison with the Eastern in this respect. In the West, metaphysics is to all intent and purpose divorced from practical ethics. On the other hand practical sciences are tending to ignore the metaphysical basis of life. The science of sociology which for instance attempts to give a rational explanation of the principles which should govern the human conduct practically ignores its metaphysical basis but only takes into consideration anthropological, historical, economic and such other causes. But human Soul is not a product of these; it has in it something deeper and more sublime than such externals. It is on a recognition of this fact that in all Indian Religions Karmayoga has a metaphysical basis and is made a companion to Jnanayoga. Without the practice of Karmayoga there is no possibility of attaining the final goal.

**अष्टाङ्गयोगं विचक्षुस्तत्साध्यमादर्शयति—**

**यत्राऽस्ति दुःखाननुविद्धमेवानन्तं सुखं शाश्वतमेष मोक्षः ।**
**समग्रकर्मक्षयलक्षणोऽसौ नह्यस्ति मुक्तिः सति कर्मलेशे ॥ १ ॥**

Final emancipation is that state where there is boundless and eternal bliss unalloyed with miseries. It is characterised by the destruction of all the Karmic forces. Final beatitude cannot be attained so long as there is left even an iota of Karma. (1)

**યોગનું સાધ્યબિન્દુ—**

" જે સ્થિતિમાં બિલકુલ દુઃખરહિત અને અવિનાશી સુખ અનુભવાય છે, તે સ્થિતિને ' મોક્ષ ' કહેવામાં આવે છે. આ મોક્ષનું લક્ષણ—સર્વ કર્મોનો ક્ષય થવો, એ છે. જ્યાં સુધી લેશમાત્ર પણ કર્મ રહ્યું હોય, ત્યાં સુધી મોક્ષ પ્રાપ્ત થયો કહેવાય નહિ. "—૧

**स्वर्गाद् मोक्षं भिनत्ति—**

**स्वर्गापवर्गौ भवतो विभिन्नौ स्वर्गाद् यतः स्यात् पतनं, न मोक्षात् ।**
**स्वर्गे सुखश्रीः पुनरिन्द्रियोत्था ज्ञया परब्रह्ममयी तु मोक्षे ॥ २ ॥**

Heaven and final beatitude are quite different states because one may fall down from heaven while there is no such lapse from final beatitude. The bliss in heaven is derived from senses; while that in final beatitude is of the very nature of the Supreme Soul. ( 2 ).

Here Moksha and Heaven are distinguished. Moksha means final beatitude. It implies unqualified perfect status, which the spiritual soul attains after destroying all kinds of impurities of Karma.

The Soul becomes free from old age, diseases, destruction etc. It becomes free from birth in the cycle of Evolution. While on the other hand the attainment of Heaven does not carry with it the blessings of Moksha. Even the Rulers of Devas and Lords of Asuras are subject to happiness and misery. Their lives are limited. According to the Jain Scriptures the shortest period of their life is ten thousand years and the largest period of their life is thirty-three Sagaropamas. Though the Devas enjoy pleasures, happiness and exquisite joys yet they are not free from miseries and troubles. They are subject to lust, jealousy, rivalry, vengeance, jarring brawls and quarrels. They have their bodies and embodied as they are, they suffer calamities. The happiness they enjoy is subject to changes. It is not an absolute bliss which is enjoyed in the state of Moksha. When they have completed the enjoyment of their good Karmas, they fall down and are reborn in human kingdom. Time according to the Jain theory is scaled as below:—

" In the Jain idea of time the smallest division is called a " Samaya ", and it is so small that there are innumerable " samayas " in a wink of the eye etc., which is called an " avali ". Sixteen million, seven hundred and seventy-seven thousand two hundred and sixteen " avalis " make 48 minutes, or one " Muhurta. "

Thirty muhurtas make one day.
Fifteen days make one fortnight.

**Two fortnights one month.**
**Twelve months one year.**

Innumerable years make one "palyopama" 1,000,000,000,000,000 palyopamas make one sāgaropama. In India, five sorts of years are recognized viz. Solar, Lunar, seasonal and two others. The seasonal year is of 360 days."

**સ્વર્ગ અને મોક્ષ જુદા છે—**

"સ્વર્ગ અને મોક્ષ એ બે જુદાજ છે; કારણ કે સ્વર્ગમાંથી ( આયુષ્ય પૂર્ણ થયે ) નીચે આવવાનું અવશ્ય થાય છે, જ્યારે મોક્ષમાંથી પાછા ફરવાનું હોતુંજ નથી. આ સિવાય સ્વર્ગમાં જે સુખ છે, તે ઇન્દ્રિયજન્ય છે, જ્યારે મોક્ષઅવસ્થાનું સુખ સચ્ચિદાનંદમય છે."—૨

**વ્યાખ્યા.**

જૈનશાસ્ત્રકારો કહે છે કે સ્વર્ગમાં ઓછામાં ઓછું આયુષ્ય દશ હજાર વર્ષનું હોય છે, અને વધુમાં વધુ આયુષ્ય તેત્રીસ સાગરોપમનું હોય છે. અન્યધર્મશાસ્ત્રકારો પણ પ્રકારાન્તરથી સ્વર્ગમાં રહેતા દેવતાઓના આયુષ્યની મર્યાદા માને છે. આ ઉપરથી એ જોઇ શકાય છે કે- સ્વર્ગમાં કાયમ બેસી રહેવાનું હોતું નથી. વળી સ્વર્ગનું સુખ દુઃખમિશ્રિત છે. વિમાનમાં દિવ્ય સુખો અનુભવનારા દેવતાઓ પણ દુઃખના અનુભવથી મુક્ત નથી. સ્પર્ધા, ઇર્ષ્યા, ગ્લાનિ, વૈર, વિરોધ વગેરે અનેક કારણોથી ઉદ્દભવતા દુઃખ-સંતાપો દેવતાઓને પણ અનુભવવા પડે છે. જેમ આપણે (મનુષ્યો) શરીરધારી છીએ, તેમ દેવતાઓ પણ શરીરધારી છે, અને શરીરની હૈયાતીમાં દુઃખ રહેલું છે, એ નિર્વિવાદસિદ્ધ વાત છે. આ ઉપરથી દેવતાઓ પણ એકાન્ત સુખી નથી, એ સહેજે સમજી શકાય તેમ છે. જે સુખથી દેવતાઓ સુખી કહેવાય છે, તે સુખ પણ નિર્વિકાર નથી, કિન્તુ તે સુખ ઇન્દ્રિયજન્ય હોવાથી સ્વરૂપતઃ તુચ્છ છે. આ માટે, માની લ્યો કે કદાચ કોઇ એવું સ્થાન હોય કે જ્યાં ઇન્દ્રિયજન્ય સુખો સદા સ્થાયી ભોગવાતાં હોય, તો પણ તે સ્થાન કરતાં શરીરરહિત મુક્તિઅવસ્થાનું સુખ ઘણેજ દરજ્જે ઉંચું અને પ્રથમ

નંબરે ઇચ્છવા જોગ છે. પરન્તુ વસ્તુતઃ ત્રિકાળમાં ક્યાંઇ પણ શરીર-ઇન્દ્રિયોથી થનારાં સુખો દુઃખથી રહિત અને નિત્યસ્થાયી હોતાંજ નથી.

ઉપરની હકીકતથી સ્વર્ગ અને મોક્ષનું અત્યન્ત પાર્થક્ય સમજાય તેમ છે. જ્યાંથી અધઃપાત થાય, તે મોક્ષ કહેવાયજ નહિ. મોક્ષ અથવા મુક્તિનો સીધો સાદો અર્થ-' છૂટવું ' થાય છે. અર્થાત્ શરીરથી કે કર્મ-સમૂહથી છૂટવું, તેનું નામ મોક્ષ યા મુક્તિ છે. મુક્ત થયા પછી બંધાવાનું થાય, તો તે ' મુક્ત ' અવસ્થા કહેવાયજ નહિ. વસ્તુતઃ મુક્તતા એજ છે કે ફરીને બંધાવાનું થાયજ નહિ. શરીર, ઇન્દ્રિય, મન યા કર્મસમૂહથી અત્યન્ત વિયોગ-હમેશાંને માટે વિયોગ થવો, એજ મોક્ષ છે. આવા લક્ષણવાળી મુક્તિ મેળવ્યા પછી સંસારમાં આવવાનું બની શકે ખરૂં ? કદાપિ નહિ, બીજ બળી ગયા પછી અંકુરો જેમ ઉત્પન્ન થતો નથી, તેમ કર્મરૂપ બીજ અથવા રાગ-દ્વેષરૂપ બીજ બળી ગયા પછી સંસારરૂપ અંકુરો યા શરીરરૂપ અંકુરો ઉત્પન્ન થાયજ નહિ.* **મહાભારત**માં પણ ગૌતમ્યુપાખ્યાનની અંદર કહ્યું છે કે—

" तैलक्षयाद् यथा दीपो निर्वाणमधिगच्छति ।
कर्मक्षयात्तथा जन्तुः शरीरं नाधिगच्छति " ॥

અર્થાત્—તેલનો ક્ષય થવાથી દીવો જેમ બુઝાઇ જાય છે, તેમ કર્મોનો ક્ષય થવાથી આત્મા શરીરથી છૂટી જાય છે-**નિર્વાણ** પામે છે.

**आत्मनो मुख्यभेदावाह—**

**सकर्मकाकर्मकतो द्विधाऽऽत्माऽऽदिमस्तु संसारितया प्रसिद्धः ।**
**अकर्मको निर्वृत-मुक्त-सिद्ध-ब्रह्मादिशब्दैरभिधीयते च ॥ ३ ॥**

Souls are of two kinds namely, those subject to and those free from the forces of Karma; the former

---

* " दग्धे बीजे यथाऽत्यन्तं प्रादुर्भवति नाङ्कुरः ।
कर्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः " ॥

—ઉમાસ્વાતિ, તત્ત્વાર્થસૂત્ર.

are termed embodied beings while the latter are designated, Nivrita, Mukta, Siddha, Brahma etc. ( 3 )

**આત્માના મુખ્ય ભેદો—**

" આત્માના મુખ્ય બે ભેદો પડે છે—સકર્મક આત્મા અને અકર્મક આત્મા. સકર્મક ( કર્મસહિત ) આત્મા ' સંસારી ' કહેવાય છે, જ્યારે અકર્મક ( કર્મરહિત ) આત્મા નિર્વૃત, મુક્ત, સિદ્ધ, પરબ્રહ્મ, સચ્ચિદાનન્દ વગેરે શબ્દોથી* વ્યવહૃત થાય. "—૩

**विषयप्रस्तावः—**

**मोक्षाऽऽप्तये योगविदः पुराणा योगस्य पन्थानमदीदृशन्नः ।**
**अष्टाङ्गभेदः स पुनः प्रसिद्धः प्रदर्श्यते किञ्चन तत्स्वरूपम् ॥ ४ ॥**

Ancient saints conversant with Yoga have chalked out to us the path of Yoga for the attainment of absolution. It is treated under eight heads. A brief exposition will be attempted here. ( 4 )

**વિષયપ્રસ્તાવ—**

" મોક્ષની પ્રાપ્તિ માટે પ્રાચીન યોગિઓએ આપણને યોગનો માર્ગ દર્શાવ્યો છે. તે યોગનાં આઠ અંગો પ્રસિદ્ધ છે. તે આઠ અંગોનું સંક્ષિપ્ત સ્વરૂપ બતાવવામાં આવે છે. "—૪

**अष्टान्यङ्गानि नामग्राहमाह—**

**यमनियमाऽऽसनप्राणायामाः प्रत्याहृतिश्च धारणया ।**
**सार्धं ध्यानसमाधी इत्यष्टाङ्गानि योगस्य ॥ ५ ॥**

Restraint ( of mind and senses ), observance of religious and moral rites, different postures of the

---

* આત્માના આ ભેદો અને તે સિવાય તેના અવાન્તર ભેદો પ્રથમ પ્રકરણના ચૌદમા શ્લોકની વ્યાખ્યામાં આપણે જોઈ આવ્યા છીએ.

body, suspension and suppression of the breath, withdrawal of the senses from sensual objects, concentration of the mind, contemplation and profound meditation-these are the eight stages of Yoga. ( 5 )

**આઠ અંગોનાં નામ—**

" યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગો છે. "—૫

**तत्र यम-नियमौ भेदतः प्राह—**

**तत्राहिंसासत्याऽस्तेयब्रह्मापरिग्रहाश्च यमाः ।**
**शौचं तोषश्च तपः स्वाध्यायः प्रभुविचिन्तनं नियमाः ॥ ६ ॥**

Non-injury, truthfulness, refraining from stealing, complete celibacy, non-acceptance of things, belonging to others—these constitute ( Yama ) restraint, while purification of the body and mind, contentment, austerities ( external and internal ) study of scriptural texts and persevering devotion to God—these form religious observances ( Niyama ). ( 6 )

**યમ અને નિયમના ભેદો—**

" પૂર્વોક્ત આઠ અંગો પૈકી પ્રથમ અંગ **યમ**ના પાંચ ભેદો છે-અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. બીજું અંગ જે **નિયમ**, તેના પાંચ ભેદો છે-શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર-પ્રણિધાન. "—૬

---

## अहिंसा ।

तत्र तावदहिंसां व्याचिकीर्षुर्हिंसां स्पष्टयति—

**एकान्ततोऽभिन्नतया शरीर-शरीरिणो सम्भवतो न युक्तौ ।**
**परो भवः कस्य हि जाघटीतु नाशे शरीरस्य शरीरिनाशात् ? ॥७॥**

**नाप्येवमेकान्तपृथक्त्वमङ्गाङ्गिनोर्विचाराध्वनि सञ्चरिष्णु ।**
**एवं हि हिंसा नहि सम्भवित्री हते शरीरेऽपि शरीरभाजः ॥८॥**

**मेधाविनस्तत् प्रतियन्ति देहाद् विभिन्नमप्यङ्गभृतं कथञ्चित् ।**
**संयोगतोऽभिन्नमतोऽङ्गनाशे या स्याद् व्यथा तां प्रवदन्ति हिंसाम्**
**॥ ९ ॥**

It does not stand to reason to say that the body and the embodied soul are absolutely connected, because if we suppose the soul perishing with the body, the existence of the other world remains unaccounted for.

Neither can it be reasonably maintained that the soul and the body are absolutely separate, because then there will be no Himsa even if the body of a living being be destroyed.

The wise persons therefore believe that the soul, though distinct from the body has come somehow or other to be encased in it and that this relation brings about an identity between them. Hence the pain caused by hurting the body or by the loss of body is called ( Himsa ) injury. ( 7-8-9 )

**Notes.** Verse. 9-Ahimsa:—

No words can adequately and worthily describe Ahimsā, one of the fundamental principles for the attainment of Moksha; many Hindu, European, American and other writers have strongly advocated utility of vegetarianism and have condemned the practice of destroying poor animals for food or for some other purposes as most abhorrent, revolting, repulsive and barbaric. The observation of nature and sacred voluminous writings of various nations supply illustrations and authority most convincingly conclusive for the suppression of this abominable practice of slaughtering and cutting up for food feeble, innocent, and defenceless creatures with the horrible sight of their convulsed limbs, muscles etc

An aspirant after Yoga must first try to practise Ahimsā, one of the five essentials leading to advancement in Yoga, chiefly instrumental in the attainment of pure Atman or Moksha. Every human being is naturally inwardly endowed with love or sympathy. It lies hidden in the heart even of the most cruel butcher. It manifests when he passes outside and if he sees a weak animal attacked by a strong one, he tries to separate them and protect the weak one.

Notwithstanding the love or sympathy being the natural attribute of the soul, we see people addicted to meat-eating etc., killing animals and offering them to gods and goddesses.

Inquiry into the nature of truth with a rational

understanding, will clearly prove why they have such tendencies and propensities. These embodied Souls, being in continued association with fleeting, transitory and perishable things attribute such properties to immortal souls and being prompted by wanton cruelty, luxury, relishing taste, imaginary and misleading notion of gratifying gods and goddesses through ignorance of real spiritual truth, recklessly and mercilessly take away the invaluable lives of innocent poor creatures.

Every religion emphatically lays down rules embodying the high principle of non-injury (Ahimsā), truth, non-stealing, chastity and non-covetousness. These are the natural attributes of the Soul. They are clogged and obscured in living beings by selfish and worldly motives and desires. An aspirant after emancipation must get mastery over them through the practice of Yoga, in order to attain complete control over body, mind and speech.

The first and foremost is the avoidance of Himsā. Himsā in its wide significance, includes wishing evil or doing harm by word, thought, or action. It is therefore a necessary conclusion from it that it is obligatory to refrain from animal food which can not be obtained without direct or indirect killing. It will be pointed out further on, that flesh-eating is not in any way advantageous but on the contrary it is positively injurious to health. The Hindoo scriptures most vehemently deprecate the practice of Himsā and flesh-eating. It is very impossible to cite all

the authorities in this small note; but a very few quotations will suffice. In the Dharma Shastras eight persons are condemned as sinners in the slaughter of animal—one who directly or indirectly permits the killing of animals, one who divides the dead body after the animal is killed, one who actually kills animals, one who sells meat, one who cooks it, one who distributes it at the table, one who eats it, are all looked upon as killers of animal. Manu-Smruti in the fifth chapter, Shlokas 44-49 and 53, 55, prescribes wholesale abstention from killing animals and meat-eating altogether Vyāsji in the Purānas also reprobates the practice of killing animals, for the purposes of sacrifice. " Expectations of incurring merit and heavenly bliss, cherished by one from animal-killing, are as futile and worthless as hopes of getting nectar from the mouth of a deep black serpent. " A careful and minute reading of the Hindu Shastras will conclusively prove the strict prohibition of killing animals, irrespective of community, country, and time. The killing of animals even for scriptural and sacrificial purposes, is also strongly deprecated. Bhishma-Pitāmaha (Shānti Parva, 264th chapter shlokas 4 to 12), censures the heinous practice of Himsā for the performance of sacrifice. The Purānas such as Bhāgavata, Vishnu, Padma and Brahmavaivarta strongly disallow such wicked practice. Now let us turn our eyes to Mahomedan, Christian and others. It is the command of God to extend mercy to all living beings as laid down in the Kurān and so. He is styled Rahim. The killing

of animals is strongly prohibited within the limits of Macca. It is also laid down in the Kuran to keep Rojah (fasts), to abstain from killing animals and from meat-eating from the beginning to the end of the pilgrimage. These injunctions strongly prove that killing of animals is strictly prohibited in the Mahomedan faith, many emperors as Sabaktgin, Akbar and others issued edicts prohibiting slaughter of animals during the Hindu and Mussalman holidays. It is clearly laid down that souls of all creatures are alike and therefore they should be treated equally with sympathy and mercy. The venerable, Hazratali, distinctly reproves this practice, saying, " Do not turn your belly into a burial place for birds and beasts. "

Mahomed, the great prophet of Islam said,

" The creation is a family: for its sustenance is from Him: therefore, the most beloved unto God is the person who doeth good unto God's family.

An adulteress was forgiven who passed by a dog at a well; and when the dog was holding out his tongue from thirst which was near killing him, the woman drew off her boot and tied it to the end of her garment and drew water for the dog and gave him to drink; and she was forgiven her sin in return for that act of kindness.

A woman was punished for a cat; which she tied, till it died of hunger; and she gave the cat nothing to eat, nor did she set it at liberty, so that it might have eaten the reptiles of the ground.

" There are rewards for benefiting every animal having a moist liver ( i. e. every one alive ) " " Sayings of Mahomed. "

Mr. Abdullah Suhrawardy adds the following as an explanatory note to the above passages.

" In the Kurān animal life stands on the same footing as human life in the sight of God. ' There is no beast on earth ' says the Kurān, nor bird which flieth with wings, but the same is a people like unto you ( Mankind )-unto the Lord they shall return. "

( Key of Knowledge. )

It means you should refrain from meat-eating. Similar are the words of the Emperor Akbar against this wicked practice. Even the poet Sadi recommends non-injury to all living creatures. " Do not injure the ant which is a carrier of grain "

For it has life, and life is dear to all.

Even in the Bible, it is said " And God said, ' Behold, I have given you every herb bearing seed which is upon the face of all the Earth, and every tree, in which is the fruit of a tree, yielding seed; to you it shall be for meat. ' " (Genesis)

" He shall have judgment without mercy that hath showed no mercy. " " Blessed are the merciful for they shall obtain mercy. "

The sixth commandment of the Bible forbids the killing of animals. In one of the educational institutions of Moscow, a girl, being asked whether Himsā

( killing ) is absolutely or partially forbidden, she firmly replied, that the old Testament and Jesus Christ have strictly forbidden Himsā. She further said even acts though involving slight injury or harm are also sinful-( Ahimsā ).

Even in the book-“ Imitations of Christ, ” it is pointed out that knowledge without universal sympathy is useless. Further it is said, one great in love is really great. A careful reading of passages in the Bible clearly points out mercy for all living beings.

Even the followers of the Venerable, Zoroaster, are recommended abstention from flesh-eating. The three verses dictated by the venerable, Ahurmazad, prescribe mercy, sympathy and compassion towards all creatures and deprecate the slaughter of animals.

Flesh-eaters lay great stress on the taste they enjoy with pleasure in eating meat but they are really speaking groping in the dark. It is not a natural article of food, so the taste remains changing according to the acquired habits of human beings. The taste is not inherent in the thing but it is moulded in conformity with the tendencies and habits of those who use it. A thing which may be once repugnant to the taste, may be delicious at some other time so the argument for taste, is altogether untenable and is successfully contradicted by those who were in the habit of taking flesh and have afterwords renounced it. Even in the dim dusk of past ages it has been proved by eminent scientists that human beings did not take animal food.

but contrarily they lived upon vegetables and fruits. Afterwards on account of climatic changes and the absence of fruits and vegetables, they adopted artificial means of maintenance. But it is apparent that nature prohibits this flesh-eating custom. It is against the laws of nature to kill any animal life for the sake of the satisfaction of our bellies. Men are not endowed with claws and teeth as carnivorous animals are, but they are given such teeth as naturally indicate that human beings are by nature allowed to eat vegetables and fruits; and human stomachs are not capable of perfectly digesting flesh. The flesh-eaters argue that flesh-eating imparts strength. If this were to be the case, lion must have more enduring power than the elephant, but we find by experience that elephant has greater power of endurance than lion.

It is not even borne out by fact that flesh-eaters are stronger, if it be so, the Russians would have defeated the Japanese, but this is not so; on the other hand, Japan, was victorious, again the central part of Bengal wherein the people generally live upon flesh, is neither strong, nor heroic. The Vegetarians are generally capable of possessing greater enduring power and as a rule, are heroic and strong. "In France, vegetable diet prevails to a very great extent. M. Dupin informs us that two-thirds of the French people, to this day, are wholly deprived of animal food; and live on chestnuts or maize or potatoes-the peasantry of Norway, Sweden, Russia, Denmark, Germany, Turkey, Greece, Switzerland, Spain, Portugal and of

almost every other country in Europe, subsist principally and most of them entirely on vegetable food. "
( Ahimsā Dharma Prakāsh ).

Flesh-eaters are disqualified to perform any religious rite; because their bodies remain impure with the bundle of flesh in their stomachs. Look at the absurdity in the idea of propitiating the goddess Chandi with goat-offerings ! This practice cannot be justified on any rational ground. Can we imagine that the goddess who protects and who is Mercy-incarnate can ever think of accepting the flesh of gentle, guileless, and innocent lamb, goat or he-buffalo ? It is simply the jugglery of the flesh-eating Brahmins.

Plutarch remarks-" Desist O ! mortals to violate living bodies for your infamous dishes. There are crops, there are fruits bending the branches by their weight, and swelling grapes, on the vines, there are sweet herbs, there are those which you may soften and make palatable by fire, nor is milk wanting to you, nor honey redolent of thymes, and the bounteous earth causes sweet elements to spring up richly and affords feasts without slaughter and without blood. × × × ×

At length some mischievous innovator desirous of new food commenced to fill a greedy belly with animal dishes and opened the way to wickedness.

What an evil habit does he contract and how he prepares himself to shed human blood, who cuts

the throat of the innocent calf and unmoved lends his ears to its moanings or who can slaughter the kid uttering its childlike cries or can nourish himself with the fowl which he has fed with his own hands? How is this less than a great crime ?

Animals possess the same feelings; they are not mere automatic machines. They have also fears, joys, passions and sympathy. When they are deprived of their young ones, they ring the whole forest by their agonies. When the wounded animal lingers and expires, the intensity and depth of torment is so immeasurably great that the poor dumb animal canont express and cannot offer resistance to it, as we are able to do.

So. on the whole, it could be clearly seen from above, that animal diet, instead of serving as a nutritious food, strongly impairs health because animal food tends to generate uric acid in large quantity in the systems of flesh-eaters, as declared by eminent doctors in their medical enquiries. Hence such wanton acts of cruelty stand no justification. Abstention from animal diet tends to develop spirituality. It brings on control over mind, speech and body. It naturally curbs desires which, according to all systems of philosophy are the main-springs propagating this Samsara. ( Cycle of Transmigration. ) These desires kill or impair the vital forces in proportion to intensity with which they are entertained and cherished. It is highly essential therefore to curb or root them out. In proportion to the intensity with which

they are eliminated, the growth of spirituality is promoted and that of animality is checked. Thus the elimination of the Karmic forces of desires helps in bringing on freedom from pain and happiness which every living being tries to secure.

It is even absurd to kill living animals in extreme pain and distress and also to destroy creatures with naturally cruel and evil propensities. It is a wrong belief that they become happy, being freed from painful distress. By destroying cruel animals the evil is not mitigated and none can guarantee that similar beings would not take birth in the same place. On the contrary when one entertains and practises universal love ( Ahimsā ) natural antipathy is even held in abeyance.

Let us now consider the principle of Ahimsā according to the Jain theory. It is the highest form of religion or piety. It is highly desirable and necessary, if one desires release from this Cycle of Transmigration. It is grossly misunderstood. The pernicious results of flesh-eating are already pointed out. This principle also extends to drinks. Stimulating drinks are as much injurious to health. They also retard the progress of spiritual development. Brewing and distilling also involve the destruction of millions of small lives. The Jains also refrain from carrying on such avocations which are more or less connected with the destruction of animal life, such as cutting down forests, working as a black-smith, potter, those of a dealer in leathern articles, feathers, skins

**etc. Hunting, shooting, fishing, vivisection, wars, etc., are strictly prohibited as they involve the loss of life.**

Notwithstanding every one is allowed to do his duty; so a king may carry on war in self-defence. A householder may prevent a thief from taking away his property, or can defend himself against those who assault or by beating or killing a ferocious animal if he is in imminent danger of his life. A householder must always take precautions to avoid emergency. He should always use corn, wood, clarified butter, &c., after clearing them of life-forms lying invisible within the article. He should use filtered water. He should be very careful in the treatment of animals used for drive &c., by refraining from beating them cruelly, tying them with strong ropes, piercing their ears &c., heavily loading them and starving them. There are many other ways in which a Jain householder is required to abstain from doing injury to animal life.

Every living being desires freedom from pain and happiness so any act tending to bring pain to the body as well as mind is Himsā. There are many anecdotes of ravenous beasts and ferocious animals having stood calm and quiet before Lord Mahāvira and other high personalities who had rightly followed the practice of Ahimsā—" Panacea for all evils, mundane and extra-mundane. " So the practice of Ahimsā never destroys the spirit of dignified manliness, heroism and other higher virtues as is alleged by some without properly understanding it. The practice of Ahimsā

varies with different persons under different circumstances, so a Jain ascetic is required to observe the vow of Ahimsā in toto. It signifies total abstention from injury to any kind of sensient being on earth, in water, light, fire, wind and vegetables. Practically, he tries to abstain from doing injury while walking, speaking, taking food free from impurities, placing articles after carefully seeing the ground with his eyes, and throwing always dirty things in a place free from worms etc. Such is the high ideal of the Jain asceticism eminently qualified for moral and spiritual attainments.

**અહિંસાના પ્રસંગે હિંસાનું સ્પષ્ટીકરણ—**

" શરીર અને આત્માને પરસ્પર એકાન્ત અભિન્ન માનવામાં આવે, તો તે વાત યુક્ત નથી, કારણકે તેમ માનવામાં શરીરનો નાશ થયેથી આત્માનો પણ નાશ થવાનો દોષ આવે છે અને એથી પરલોક ( પુનર્જન્મ ) ઉડી જાય છે. "—૭

" એવીજ રીતે આત્મા અને શરીરની **એકાન્ત** જુદાઇ પણ વિચાર કરતાં ઘટી શકતી નથી: કેમકે તેમ માનવામાં અર્થાત્ શરીર અને આત્માનો અત્યન્ત ભેદ-અત્યન્ત ભિન્નતા-તદ્દન જુદાઇ માનવા જતાં કોઇના પણ શરીરને કતલ કરવાથી તે કતલ કરનારને આત્મહત્યાનું પાતક ન લાગવું જોઇએ. "—૮

" આ માટે સત્પુરૂષો શરીરથી **વસ્તુત:** ભિન્ન એવા આત્માને શરીરથી ગાઢ સંયુક્ત હોવાને લીધે શરીરથી અભિન્ન પણ માને છે, અને એથીજ શરીર પર આઘાત થતાં જે પીડા આત્માની અંદર અનુભવાય છે, તેને હિંસા કહેવામાં આવે છે. "—૯

**हिंसां निषेधति—**

**आकीटकाद्‌ा च सुराधिराजात् सर्वत्र जीवेषु सुखासुखस्य ।**
**प्रियाप्रियत्वं परिचिन्त्य धीमान् न क्वापि हिंसाऽऽचरणं विदध्यात्**
**॥१०॥**

All the creatures from Indra down to a worm like happiness and dislike pain. Taking this into consideration, a wise person should ever refrain from doing harm. ( 10 )

**Notes:—**

" No flocks, that range the meadow free, to slaughter I condemn,
Taught by that power that pities me I learn to pity them.
But from the mountain's grassy side a guiltless feast I bring.
A scrip with herbs and fruit supplied and water from the spring. "

*Goldsmith.*

" I would not rank that man among my friends,
Though graced with polished manners and good sense
Who heedlessly would set his foot upon a worm.
They are all the meanest thing that lives.
As free to live and to enjoy that life. "

*Cowper.*

**હિંસાનો નિષેધ—**

" એક કીડાથી લઈને ઇન્દ્ર પર્યન્તના તમામ જીવોને સુખ પ્રિય અને દુઃખ અપ્રિય સમજીને બુદ્ધિમાને ક્યાંય પણ હિંસાનું આચરણ ન કરવું જોઇએ. "—૧૦

**વ્યાખ્યા.**

અહિંસા એ સર્વમાન્ય ધર્મ છે. કોઇ પણ ધર્મશાસ્ત્રકાર હિંસામાં ધર્મ રહેલો બતાવી શકે નહિ. જુઓ ! **મહાભારતમાં** ક્યાં સુધી કહ્યું છે—

" अहिंसा परमो धर्मस्तथाऽहिंसा परो दमः ।
अहिंसा परमं दानमहिंसा परमं तपः " ॥

" एतत् फलमहिंसाया भूयश्च कुरुपुङ्गव ! ।
न हि शक्या गुणा वक्तुमपि वर्षशतैरपि " ॥

( અનુશાસનપર્વ, ૧૧૬ મો અધ્યાય, ૩૭-૪૧ )

**અર્થાત્**—અહિંસા એ પરમ ધર્મ છે. અહિંસા એ પરમ દમ છે. અહિંસા એ પરમ દાન છે. અહિંસા એ પરમ તપ છે. હે કુરુપુંગવ! આ બધું ફળ અહિંસાનું છે. સેંકડો વર્ષો સુધી અહિંસાના ગુણો ગણ્યા કરીએ, તો પણ તેની પૂર્ણતા થઇ શકે નહિ.

આગળ વધીને **મહાભારતમાં** ત્યાં સુધી કહેવામાં આવ્યું છે કે—

" सर्वे वेदा न तत् कुर्युः सर्वे यज्ञाश्च भारत ! ।
सर्वे तीर्थाभिषकाश्च यत कुर्यात प्राणिनां दया " ॥

( શાન્તિપર્વ )

—" હે અર્જુન ! બધા વેદો, બધા યજ્ઞો અને બધા તીર્થાભિષેકો તે ફળ આપી શકતા નથી કે જે ફળ જીવદયાથી પ્રાપ્ત થાય છે."

આ ઉપરથી એ સુસ્પષ્ટ સમજી શકાય તેમ છે કે હિન્દુધર્મશાસ્ત્રકારો દયાના કેટલા હિમાયતી છે. યજ્ઞના પ્રસંગે અથવા બલિદાનના પ્રસંગે જે હિંસાનો પ્રચાર જોવામાં આવે છે, તે પણ શાસ્ત્રવિરૂદ્ધ છે. જે યજ્ઞમાં કે જે પૂજામાં પશુવધ કરવામાં આવે, તે યજ્ઞ કે તે પૂજા ધર્મસાધક માની શકાય નહિ, એમ તટસ્થદષ્ટિથી જોનાર કોઇ પણ વિચારક સમજી શકે તેમ છે. પશુહત્યાવાળું કોઇ પણ કામ સુકૃત્ય હોઇ શકે નહિ, એ નિઃસંદેહ શ્રદ્ધેય સિદ્ધાન્ત છે. આ વાતને **મહાભારતમાં કેવી સખ્તાઇથી** પ્રતિપાદન કરવામાં આવી છે, તે જુઓ !—

" अव्यवस्थितमर्यादैर्विमूढैर्नास्तिकैर्नरैः ।
संशयात्मभिरव्यक्तैर्हिंसा समनुवर्णिता " ॥

" यदि यज्ञांश्च वृक्षांश्च यूपांश्चोद्दिश्य मानवाः ।
वृथा मांसं न खादन्ति नैष धर्मः प्रशस्यते " ॥

" सुरां मत्स्यान् मधु मांसमासवं कृशरौदनम् ।
धूर्तैः प्रवर्तितं ह्येतद् नैतद् वेदेषु कल्पितम् " ॥

( શાન્તિપર્વ. ૨૬૪ મા અધ્યાય, ૪-૮-૯ )

અર્થાત્—અમર્યાદિત-મૂઢ-નાસ્તિક લોકોએ હિંસાનો પ્રચાર કર્યો છે. યદિ યજ્ઞ, વૃક્ષ અને યૂપને ઉદ્દેશીને પશુવધ કરી માંસ ખાવામાં આવે—એ રીતે વિધિયુક્ત માંસ ખાવામાં આવે, તો તે પણ અધર્મ છે. દારૂ, માછલાં, મધુ. માંસ, તાડી વગેરે ધૂર્ત મનુષ્યોએ પ્રવર્તાવ્યાં છે, વેદોમાં એ વસ્તુઓ ખાવાનું કહ્યું નથી.

વિધિપૂર્વક—મન્ત્રસંસ્કૃત માંસ ખાવાનો આગ્રહ પણ દુરાગ્રહજ છે. જુઓ, **મનુસ્મૃતિ**માં શું કહે છે—

" नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् " ॥

( પાંચમો અધ્યાય. )

—" પ્રાણિઓની હિંસા કર્યા વગર કદાપિ માંસ ઉત્પન્ન થતું નથી, અને પ્રાણિઓનો વધ સ્વર્ગને આપી શકનાર નથી, એ માટે માંસનો પરિત્યાગજ કરવો જોઈએ "

આગળ વધીને **મનુ** મહારાજ આ બાબતની વિશેષ પુષ્ટિ કરતાં કહે છે કે—

" समुत्पत्तिं च मांसस्य वध-बन्धौ च देहिनाम् ।
प्रसमीक्ष्य निवर्तेत सर्वमांसस्य भक्षणात् " ॥

( પાંચમો અધ્યાય. )

—" માંસની ઉત્પત્તિ, અર્થાત્ માંસ એ શુક્ર-શોણિત વગેરેનુંજ પરિણામ છે, એમ સમજીને તથા પ્રાણિઓને જ્યારે વધ કરવામાં આવે

છે, ત્યારે–તે વખતે તેઓને થતી ભયંકર પીડા જોઇને **સર્વ પ્રકારના** ( **વિધિસહિત** યા અવિધિવાળા ) માંસભક્ષણથી નિવૃત્ત થવું જોઇએ "

આ શ્લોક ઉપરથી શું એ નથી સમજાતું કે-પશુવધ કરવો યા **માંસભક્ષણ** કરવું, એ સર્વપ્રકારે ત્યાજ્ય છે ? **મનુસ્મૃતિ**ના એક શ્લોકથી કેટલાકો વ્યામોહમાં પડી જતા જોવાય છે. અને તે શ્લોકને આગળ ધરીને કેટલાકો પોતાની રસનેન્દ્રિયની લાલચને ગોપવવાનો પણ પ્રયાસ કરે છે. તે શ્લોક આ છે—

" न **मांसभक्षणे दोषो** न मद्ये न च मैथुने ।
प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला " ॥

( પાંચમો અધ્યાય. )

**અર્થાત્—માંસભક્ષણ**માં દોષ નથી, મદ્યમાં દોષ નથી અને મૈથુનમાં દોષ **નથી**, કારણ કે એ પ્રાણિઓની પ્રવૃત્તિ છે; એથી હટવું એ ફળદાયક છે.

**પરન્તુ** આ શ્લોકથી **માંસભક્ષણ**ની મંજૂરી મળી શકે તેમ નથી; **કારણ** કે એ શ્લોકનો ઉપર બતાવેલ અર્થ ઘટી શકતો નથી. **વિચાર કરવાની** વાત છે–કે જે વસ્તુમાં પ્રવૃત્તિ કરવાથી પાપ લાગતું ન હોય, તો તે વસ્તુથી નિવૃત્ત થવામાં પુણ્યપ્રાપ્તિ હોઇ શકે ખરી ? કદાપિ **નહિ.** જે વસ્તુથી નિવૃત્ત થવામાં કલ્યાણની સિદ્ધિ થતી હોય, તો માનવું જ **જોઇએ કે** તે વસ્તુની પ્રવૃત્તિમાં ચોક્કસ અકલ્યાણ સમાયલું છે. **આ શ્લોકમાં** જ્યારે **માંસાદિનો** ત્યાગ કરવામાં **મહાફળ** બતાવ્યું **છે**, તો **એ ઉપરથી નિઃસંદેહ સમજી** શકાય છે કે માંસાદિનું સેવન કરવામાં **અવશ્ય દોષ રહેલો છે.** માંસાદિના સેવનમાં દોષ હોય, તોજ તેની નિવૃત્તિમાં **મહાફળ** બતાવી શકાય. આ **ન્યાય**ની તરફ દૃષ્ટિપાત કરતાં પ્રસ્તુત **શ્લોકનો** બીજોજ ભાવાર્થ શોધવાની જરૂર સમજાય છે.

ખરો **અર્થ** એ છે કે—માંસભક્ષણ તથા મદ્ય અને મૈથુનમાં **અદોષ નથી, એમ નથી,** કિન્તુ દોષજ છે. અતએવ તેમાં પ્રાણિઓની **અજ્ઞાનજન્ય** પ્રવૃત્તિ છે; ને વસ્તુઓની નિવૃત્તિજ મહાફળદાયક **છે.**

આવો અર્થ કરવામાં **વ્યાકરણ**ની અસંગતિ લગારે કલ્પવાની નથી, **કેમકે** ' न **मांसभक्षणे दोषो** ' એ વાક્યમાં જે ' दोष ' શબ્દ શ્રવણગોચર **થાય છે,** તે ' दोष ' શબ્દ જોડવામાં આવ્યો નથી, કિન્તુ ' **अदोष** '

શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. એમ છતાં ' **अदोष** ' ના ' **अ** ' નું શ્રવણ થતું નથી, તેનું કારણ વ્યાકરણનો નિયમ **છે. વ્યાકરણનો નિયમ** છે કે–' પદાન્તમાં રહેલા ' ए ' યા ' ओ ' પછી આવેલો ' **अ** ' લુપ્ત થાય છે. આ નિયમ પ્રમાણે પ્રકૃતમાં ' अदोष 'ના ' अ ' નો લોપ થયો છે; એથીજ ' **अ** ' નું શ્રવણ થતું નથી. બાકી પ્રયોગતો ' **અદોષ** ' શબ્દનોજ કરવામાં આવ્યો છે.

' प्रवृत्तिरेषा भूतानां ' એ વાક્યનો અન્ય પણ અર્થ થઇ શકે છે. જેમકે—માંસ વગેરે ' भूतानां ' એટલે સૂક્ષ્મ જન્તુઓનું ' **प्रवृत्ति** ' ( प्रवर्त्तन्तेऽस्यामिति प्रवृत्तिः, उत्पत्तिस्थानमित्यर्थः ) એટલે ઉત્પત્તિસ્થાન છે. એ માટે માંસ વગેરેની નિવૃત્તિ ફળદાયક છે. વળી એમ પણ ભાવાર્થ નિકળી શકે છે કે ' भूतानां ' એટલે **ભૂત-પિશાચોની** તેવી વસ્તુઓમાં ( માંસ વગેરેમાં ) પ્રવૃત્તિ હોય છે એ માટે તેવી વસ્તુઓના સેવનથી નિવૃત્તિ કરવી, એજ ફળદાયક **છે.**

આવી રીતે અર્થાનુસન્ધાન કરવાથી કોઇ જાતનો ઉપદ્રવ રહેતો નથી અને પૂર્વાપર વાક્યો પરસ્પર સંગત થવાથી **વિરોધ ટળી જાય છે** તથા સર્વમાન્ય ધર્મ અહિંસા વગેરેને પુષ્ટિ મળે છે.

પૂર્વાપર વાક્યોનું અનુસન્ધાન કરી વિરોધરહિત તાત્પર્ય શોધવું, એજ બુદ્ધિમાનોની બુદ્ધિમત્તા છે. વિચારવું જોઇએ કે-એક વાક્યને માંસ-ભક્ષણના તરફ ખેંચી જવામાં આવે, તો માંસભક્ષણને નિષેધનારાં બીજાં વાક્યોની શી ગતિ થાય ?

**મનુસ્મૃતિ**માં ત્યાં સુધી કહ્યું છે કે—

" मां स भक्षयिताऽमुत्र यस्य मांसमिहाद्म्यहम् ।
एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः " ॥

—" જેનું માંસ આ જન્મમાં હું ખાઉં છું, તે, **પરલોકમાં મારૂં** માંસ ખાશે; આ પ્રમાણે માંસનું માંસત્વ વિદ્વાનો કથે છે. "

માંછલાં ખાવાની અનિવૃત્તિ, જેમ અત્યારે **બંગાળ આદિ પ્રદે**-શોમાં જોવાય છે, તેમ પૂર્વ કાળમાં પણ હતી, અને એ **વાતની સાબિતી મનુના** શ્લોકથી આપણને મળે છે. તે શ્લોક આ છે—

" यो यस्य मांसमश्नाति स तन्मांसाद उच्यते ।
मत्स्यादः सर्वमांसादस्तस्मान्मत्स्यान् विवर्जयेत् " ॥

( પાંચમો અધ્યાય. )

**અર્થાત્**—જે જેનું માંસ ખાય છે, તે, તેનો ભક્ષક ગણાય છે. પરન્તુ માછલાં ખાનાર તો કેવલ મત્સ્યભક્ષકજ નહિ થતાં સર્વમાંસ-ભક્ષક બને છે; કારણ કે માછલાં દરેક પ્રકારનો મળ અને મડદાં ખાઇ જનારાં હોય છે, એ માટે માછલાંને ખાનાર સર્વમાંસભક્ષી કહેવાય, એમાં નવાઈ નથી.

માછલાંની મારકીટમાંથી માછલાં લઈ આવનારાઓ અથવા કોઇને ઘેર તૈયાર માંસને ખાનારાઓ કદાચ એમ કહેવા માંગતા હોય કે–" અમે ક્યાં માછલાં પકડવા અથવા પ્રાણિવધ કરવા ગયા હતા, કે અમને તે હિંસાનું પાતક લાગી શકે ?. " તો તેઓનું આ કથન અયુક્ત છે, એમ ખુલ્લે ખુલ્લું **મનુ** જણાવે છે—

" अनुमन्ता विशसिता निहन्ता क्रय-विक्रयी ।
संस्कर्त्ता चोपहर्त्ता च खादकाश्चेति, घातकाः " ॥

( પાંચમો અધ્યાય. )

અર્થાત્—માંસને માટે અથવા પ્રાણિવધને માટે અનુમતિ આપનાર, માંસના કકડા કરનાર, પ્રાણીને હણનાર, માંસને ખરીદનાર, વેચનાર, પકાવનાર, પીરસનાર અને એને ખાનાર એ બધાઓ **ઘાતક** છે.

આવી રીતે અન્ય **સ્મૃતિઓ** અને **પુરાણોમાં** પણ **પ્રાણિવધ કે માંસભક્ષણ** સારી પેઠે નિંદેલું છે. આ પ્રમાણે ધર્મશાસ્ત્રકારોની જ્યારે આજ્ઞા છે, તો તે આજ્ઞાને અનુસરીને ચાલવાની દરેકને ફર્જ છે; અત-એવ કોઇ પણ પ્રકારના—**યજ્ઞ** વગેરે ધાર્મિક પ્રસંગોના બહાના નીચે પણ પશુવધ કે માંસભક્ષણ કરવું જોઇએ નહિ.

प्रस्तुतमेव द्रढयति—

**शरीरिणां वल्लभवल्लभं च प्राणाः स्वकीया इदमर्थमेव ।**
**साम्राज्यमप्याशु जनास्त्यजन्ति तत् किंविधं दानमलं वधाय ? ॥११॥**

One's own life (Prāna) is the dearest thing to the embodied beings. For its sake alone, even sovereignty is discarded. Can we then conceive of any charitable act to expiate the sin of killing? (11)

**પ્રસ્તુતનું દઢીકરણ—**

"પ્રાણિઓને વલ્લભમાં વલ્લભ પોતાના પ્રાણો છે; એનેજ માટે મનુષ્યો સામ્રાજ્ય પણ ત્યજી દે છે; તો પછી એવું કયું દાન છે કે જે, હિંસાની સ્હામે-હિંસાના પાપને મટાડવા સમર્થ થઇ શકે?"—૧૧

**વ્યાખ્યા.**

અહિંસા, એ જૈનોનો અને હિન્દુઓનોજ ધર્મ છે, એમ સમજવાનું નથી; **મુસલ્માનોને** પણ અહિંસાનુંજ પરિપાલન કરવાનું છે. કોઇ મુસલ્માનભાઇએ એમ સમજવાનું નથી કે હિંસા કરવાથી **ખુદા** પ્રસન્ન થાય છે. ખુદાનો તો એ ઉપદેશ છે કે—"**સર્વ જીવો ઉપર રહેમ રાખો**" **કુરાને શરીફ**ના પ્રારંભમાંજ ખુદાને **રહીમ** બતાવવામાં આવ્યો છે. તે ગ્રંથના શરૂઆતના-"**બિસ્મિલ્લાહ રહિમાન્નુર રહીમ**" આ મંગળાચરણથી દરેક મુસલ્માન ભાઇ સમજી શકે તેમ છે કે—**અલ્લાતાલાને** દયાજ વ્હાલી છે. અલ્લાતાલા કોઇ પ્રાણિવધને માંગતો નથી, કિન્તુ જીવરક્ષાનેજ ચાહે છે. લગાર વિચાર કરવાની વાત છે કે—ખુદા જ્યારે સર્વ જગતનો પિતા છે. તો જગતની અંદરના પશુઓનો શું તે પિતા નથી? જ્યારે તે બધા પ્રાણિઓનો પિતા છે, તો તે કોઇ પણ પ્રાણી, કે જે પોતાનો પુત્ર છે, તેને મારવાનું ફરમાવે ખરો?. પોતાના કોઇ (પ્રાણીરૂપ) પુત્રને મરાતો તે પસંદ કરે ખરો?, ખરી રીતે જોઇએ તો ખુદાની સ્હામે કોઇ પણ પ્રાણિનો વધ કરવાથી તે નાખુશજ થાય છે. જ્યારે આમ હકીકત છે, તો પછી કોઇ પણ દૃષ્ટિએ પશુને કતલ કરવો, એ વ્યાજબી લેખી શકાય ખરૂં?.

**કુરાને શરીફ**માં ત્યાં સુધી ફરમાવવામાં આવ્યું છે કે—"**મક્કામાં** તેની હદ સુધીમાં જીવહિંસા કરવી નહિ,+ અને મક્કાની યાત્રાએ નિકળો, ત્યારથી લઇને, યાત્રા કરી જ્યાં સુધી પાછા ન ફરો, ત્યાં સુધી કોઇ જાનવરને મારવો નહિ."

---

+ સુરાઉલમાયદ સિપારા, મંજલ ૩ આયત ૩ માં.

**કુરાને શરીફ**માં બકરી ઇદના દિવસે પણ જીવહિંસા કરવાનું નહિ ફરમાવતાં એમ ફરમાવવામાં આવ્યું છે કે—" માંસ કે લોહી મને પહોંચશે નહિ, પણ એક પરહેજગારી પહોંચશે "*

આવી રીતે મુસલ્માન ભાઇઓના ધર્મગ્રન્થોમાં સ્થળે સ્થળે જીવદયાનીજ પુષ્ટિ કરવામાં આવી છે, અને વાત પણ બરાબર છે કે જેમ આપણા શરીરે કંઇક ઘા લાગવાથી આપણને વેદના અનુભવાય છે, તેમ જાનવરો પણ આપણા જેવાં પ્રાણી હોવાથી તેઓને મારતાં શું તેઓને વેદના નહિ થતી હોય ? આ માટે સર્વ ધર્મનેતાઓનો એજ ઉપદેશ છે કે—' પોતાના આત્મામાં થતું દુઃખ વિચારીને કોઇ જાનવરને તકલીફ પહોંચાડો નહિ. '

**ઇબ્રાહીમ પેગંબરને** અલ્લા તરફથી જ્યારે એમ કહેવામાં આવ્યું હતું કે—" તું તારી વ્હાલામા વ્હાલી ચીજનો ભોગ મને આપ " ત્યારે તેમણે પોતાના એકના એક પુત્ર **ઇસ્માઇલ**નો ભોગ આપવા તૈયારી કરવા માંડી. પોતાની આંખોએ પાટા બાંધીને તેઓ તે છોકરાને જેટલામાં છરીથી મારવા જાય છે, તેટલામાં ઇશ્વરી શક્તિથી તે છોકરાને ઠેકાણે એક ઘેટું આવી ઉભું રહ્યું, અર્થાત્ કોઇ ફિરસ્તાએ તે છોકરાને ઉઠાવી લઇ તેની જગ્યાએ ઘેટું મુક્યું. તે ઘેટું કપાઇ ગયું, છોકરો બચી ગયો અને પાછળથી તે ઘેટાને સજીવન કરવામાં આવ્યું.

આ ઉપરથી જેઓ ( જે મુસલ્માન ભાઇઓ ) એમ સમજતા હોય કે છોકરાની જગ્યાએ ઘેટો મરાવાથી ઘેટાની યા બકરાની કુરબાની કરવી જોઇએ, તો તે તદ્દન ભૂલ ભરેલી વાત છે. સમજી રાખવું જોઇએ કે ઇબ્રાહિમ પેગંબરની પરીક્ષા કરવાની ખાતરજ અલ્લાએ તેમને તેમની અતિવલ્લભ ચીજનો ભોગ ચઢાવવાનું કહ્યું હતું, પરન્તુ હાલમાં જે કુરબાની કરવામાં આવે છે, તે શું અલ્લાની તેવી આજ્ઞાનો અમલ કરવા માટે ? શું અલ્લાએ એમ ફરમાવેલું કોઇ બતાવી શકે તેમ છે કે—' મને અમુક દિવસે ઘેટા, બકરા યા બીજા જાનવરનો ભોગ આપવો ? ' કદાચ કોઈ એમ માનતા હોય કે—અલ્લાનો એવો હુકમ છે કે દરેકે પોતાની વ્હાલામાં વ્હાલી ચીજ તેને ચઢાવવીજ જોઇએ, તો શું અત્યારે

---

* સુરાનેહજની ૩૬ મી આયતમાં.

જોઇએ. પરન્તુ એટલું યાદ રહે કે સ્વસ્ત્રીમાં અત્યાસક્ત રહેવું એ પણ ગૃહસ્થધર્મમાં ક્ષતિ પહોંચાડનાર છે. પરદારનો ત્યાગ કરવા ઉપરાંત સ્વસ્ત્રીની સાથે પણ મર્યાદાપૂર્વક વ્યવહાર રાખવો જોઇએ. સ્વસ્ત્રી સાથે અયોગ્ય અને અનિયમિત વર્ત્તન રાખવું, તેણીની રજસ્વલા, સગર્ભા અને વ્યાધિગ્રસ્ત સ્થિતિનો વિચાર કર્યા વગર તેણીની તરફ ધસવું અને જબરદસ્તીથી તેણીને પોતાની ઇચ્છા તરફ દોરવી, એ બધું ગૃહસ્થધર્મોચિત બ્રહ્મચર્યના શિખરથી સ્ખલિત થવા બરાબર છે.

" ऋतौ भार्यामुपेयात् " એ **ભાવપ્રકાશ**નું વાક્ય છે, અને તે એમ શિખવે છે કે–ગૃહસ્થોએ ઋતુકાળમાં સ્ત્રીનો સમાગમ કરવો. રજસ્વળા સ્ત્રીને ઋતુસ્રાવ થયાના દિવસથી સોળ રાત્રિ સુધીના કાળને **ઋતુકાળ** કહેવામાં આવે છે. સ્ત્રીને ગર્ભ રહેવાનો પણ આ સમય છે. પરન્તુ સ્ત્રીને ઋતુસ્રાવ જ્યાં સુધી થતો રહે, ત્યાં સુધી તેણીનો સમાગમ કરવો નહિ.

સ્ત્રીને જે દિવસથી ગર્ભ રહે, તે દિવસથી લઇને, સંતાનોત્પત્તિ થાય અને તે સંતાન ધાવણ છોડીને ખોરાક ખાવાની શરૂઆત કરે, ત્યાં સુધી પુરૂષે સ્ત્રીનો સમાગમ કરવો નહિ. આ સમય લગભગ અઢાર મહીના જેટલો થાય છે. બાળક ધાવણ છોડી ખોરાક લેવાની શરૂઆત કરે છે, તે વખતે પણ સ્ત્રીના શરીરમાં કમજોરી રહેલી હોય છે, એટલે ત્યાં સુધી પણ સ્ત્રી તન્દુરસ્ત હોતી નથી, એ માટે ખરી રીતે તો ગર્ભાધાનના દિવસથી લઇને જ્યાં સુધી સ્ત્રીનું શરીર સ્વસ્થ ન થાય, ત્યાં સુધી પુરૂષે સર્વથા બ્રહ્મચર્ય પાળવું જોઇએ. આ ઉપરથી સમજી શકાય છે કે સ્ત્રીના ગર્ભાધાનના દિવસથી લઇને લગભગ અઢી વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાની પુરૂષને અગત્ય છે.

સ્ત્રી–પુરૂષે એકાદશી, ચતુર્દશી, અમાવાસ્યા, પૂર્ણિમા, દ્વિતીયા, પંચમી, અષ્ટમી વગેરે દિવસો તો ખસૂસ કરીને વિષય–સેવનથી વેગળા રાખવા જોઇએ. કમમાં કમ એક એક દિવસનું આંતરૂં પણ વિષયસેવન માટે જેઓ નથી રાખતા, તેઓ ખરેખર પોતાની જાતના **કટ્ટર દુશ્મન છે.** જેઓ એક દિવસના ચોવીસ કલાકમાં પણ એકથી વધારે વખત વિષયસેવનમાં પ્રવર્ત્તે છે, તેવાઓને માટે ક્યાં સુધી દિલગીરી બતાવી શકાય ?.

વિષયસેવનની પ્રવૃત્તિને બહુજ નિયમિત બનાવવાથી વીર્ય પુષ્ટ થવાના પરિણામે તેનાથી ઉત્પન્ન થતું સંતાન પણ તેજસ્વી, પ્રૌઢદેહ અને બુદ્ધિશાલી બને છે. જેઓ વધુ પુત્રોની લાલસાથી સ્ત્રીમાં આસક્ત રહે છે, તેઓની સંતતિ નિર્માલ્ય નિવડે છે. એવી નિર્માલ્ય પ્રજા વધવાથી શું ફાયદો ? એ વિચારવું જોઇએ; ઉલટું એથી આર્થિકદૃષ્ટિએ દેશને નુકસાન ખમવું પડે છે.

**परस्त्रियं न निरीक्षेत—**

**स्त्रियं स्वसारं जननीं सुतां वा स्वां कामदृष्ट्या समवेक्षमाणे ।**
**क्रोधोपतापप्रभवं विचिन्त्य परस्य नार्यां न दृशौ क्षिपेत*॥४५॥**

One gets wrath and is pained to the quick, when another looks with an evil eye at one's wife, sister, mother or daughter. Thinking that others also feel similarly, one should not entertain evil intention about others' wives. ( 45 )

**Notes :**—Verily the Messenger of God said to his companions, " What are your opinions of the merits of that person who drinketh liquor, committeth adultery and stealeth ? What should his punishment be ? They said " God and His Messenger know best." He said, " These are great sins and the punishment for them very dire. "

*Sayings of **Mahomed.***

**પરસ્ત્રીની સ્હામે ન જોવું—**

" પરસ્ત્રી ઉપર નજર ફેંકનારે વિચાર કરવો જોઇએ કે—પોતાની

---

* " नहीदृशमनायुष्यं लोके किञ्चन विद्यते ।
यादृशं पुरुषस्येह परदारोपसेवनम् " ॥ १३४ ॥

—मनुस्मृतिनो चोथो अध्याय.

સ્ત્રી, બ્હેન, માતા અને પુત્રીને ખરાબ નજરથી જોનાર માણસ ઉપર કેવો ક્રોધ ફાટી નિકળે છે—હૃદય કેવું દુઃખી થાય છે ? આવો વિચાર કરીને અને-' જે પરસ્ત્રી ઉપરની ખરાબ લાગણીમાં હું ફસાયલો છું, તેણીના વ્હાલેસરીઓને તેટલોજ બળાપો થયા કરતો હશે, કે જેટલો બળાપો મારી બ્હેન, માતા, પુત્રી અથવા સ્ત્રી તરફ ખરાબ લાગણી ધરાવનારના ઉપર મને થાય ' એમ સમજીને કોઇ પણ પુરૂષે પરસ્ત્રી તરફ આંખ ફેંકવી જોઇએ નહિ, "—૪૫

**वीर्यस्य रक्षणीयत्वमाह—**

**नहि स्वदारा अपि सेवितव्या आसक्तितः, किं पुनरन्यनार्यः ।**
**नोत्सहते क्षेप्तुमितस्ततः स्वं ही ! यत्यते घातयितुं तु रेतः ॥४६॥**

A man should not passionately indulge in the company of his own wife. We need not say anything about another's wife. Alas ! how prodigally a man wastes his semen ( the main-pillar of strength ) though he is stingy in spending his wealth. ( 46 )

**Notes :**—Excessive passion even for one's wife is also highly condemned. This principle is strongly supported by various medical and scriptural authorities. It is surely a violation against purity to tempt one's own wife or other women at several periods of time strictly prohibited by medical and scriptural rules. Sexual intercourse is forbidden nearly for fifteen months from the time of conception. It should also be avoided for certain days as laid down in the holy texts. If one properly preserves his semen, he will be highly benefited.

**વીર્યરક્ષા—**

" ખરી રીતે તો પોતાની સ્ત્રી સાથે પણ આસક્તિથી વ્યવહાર ન

રાખવો જોઇએ, તો પછી પરસ્ત્રીને માટે પૂછવું શું ? પરન્તુ અફસોસની વાત છે કે ચંચલ જે ધન, તેને તો જ્યાં ત્યાં ફેંકવાનો ઉત્સાહ પણ થતો નથી, જ્યારે વીર્યને ઇરાદાપૂર્વક કાપી નાંખવામાં આવે છે. "—૪૬

વ્યાખ્યા.

વર્તમાનમાં બાળવિવાહ અને વૃદ્ધવિવાહનો ઘણો ફેલાવ થયેલો જોવાય છે. આવી ને આવી કફોડી સ્થિતિ ચાલુ રહી, તો ભવિષ્યમાં સમાજ કેવી ભયંકર સ્થિતિ ઉપર મૂકાશે તે કલ્પી શકાતું નથી. નાની ઉમરમાં છોકરા-છોકરીને પરણાવી દેવાં, એ એમના ગળા ઉપર છરી ફેરવવા બરાબર છે. માતા-પિતાને એમ થયા કરે છે કે—' ક્યારે છોકરાની વહુનું મોઢું દેખું ? ' અને એ દુરભિલાષથી નાની ઉમરમાં છોકરાને વિષયરૂપ અગ્નિની જ્વાળામાં પટકે છે. અહા ! જુઓ હિતૈષીઓનું શત્રુથી પણ અધિક આચરણ. જૈન અને જૈનેતર શાસ્ત્રોમાં તો કમમાં કમ પચીશ વર્ષના કુમાર સાથે સોળ વર્ષની કન્યાનો સંબન્ધ કરવાનું ફરમાવવામાં આવ્યું છે. આ શાસ્ત્રીય નિયમ પ્રમાણે વિચારતાં કોણ સમજી શકે તેમ નથી કે—પચીશ વર્ષ સુધીમાં તો શરીરનો બાંધો બંધાતો રહે છે; અને તે પહેલાં કુમાર-કુમારીને વિવાહના બંધનમાં નાંખવાં એ કુદરતની સ્હામે હુમલો કરવા જેવું છે. લગાર વિચાર કરવાની વાત છે કે તળાવમાં પાણી ભરાતું હોય, તે વખતે બીજી તરફથી જો પાણીને નિકળવાનો રસ્તો આપવામાં આવે, તો તે તળાવ પાણીથી ભરાય ખરૂં ? તેમજ આંબાની જડ મજબૂત થતાં તેના ઉપર કુઠારાઘાત કરવામાં આવે, તો તે આંબો બનીને કેરીઓ આપવાનો હતો ખરો ?

યોગ્ય ઉમર વગર બાળકોને પરણાવી દેવામાં તેઓથી થનારી સંતતિ અતિદુર્બળ અને સત્ત્વહીન હોવા ઉપરાંત લાંબો વખત જીવી શકતી નથી. ચરકશાસ્ત્રકાર ફરમાવે છે કે—

" ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम् ।
यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विपद्यते " ॥
" जातो वा न चिरं जीवेद् जीवेद् वा दुर्बलेन्द्रियः " ।

—" સોળ વર્ષ સુધી નહિ પહોંચેલી સ્ત્રીમાં પચીસ વર્ષની ઉમરને નહિ પ્રાપ્ત થયેલ પુરૂષ યદિ ગર્ભાધાન કરે, તો તે ગર્ભ કુક્ષિમાંજ મરણને શરણ થાય છે, અગર જન્મ લે તો તે વધુ વખત જીવતો નથી અને જીવે તો તેની જિન્દગી દુર્બળ અવસ્થામાં પસાર થાય છે. "

ન્હાની ઉમરમાં વિવાહિત થઇને શરીરના સત્ત્વનો જે નાશ કરવામાં આવે છે, અને અવિવાહિત છતાં ઉન્માર્ગે જે દુર્વર્ત્તન આચરવામાં આવે છે, તે ખરેખર દુર્ભાગ્યનો વિષય છે. આપણે જોઇ ગયા છીએ કે પચીશ વર્ષ સુધીમાં શરીરનો બાંધો બંધાય છે, હવે એ ઉમર આવતા પહેલાંજ સત્ત્વનો ક્ષય કરવો, એ કેવી શોચનીય બીના ? એમ કર્યેથી આગળ શી રીતે જીવી શકાશે ? શારીરિક આરામ શી રીતે લઇ શકાશે ? જગતના વ્યવહાર વચ્ચે શી રીતે ઉભા રહી શકાશે ? અરે ! જિન્દગીને તકલાદી બનાવવાની આ શી **મૂર્ખતા** ?. વીર્યનો ક્ષય થયા પછી, યાદ રહે કે ગમે તેટલા **માલતી**, **મકરધ્વજ**, **ચન્દ્રોદય** વગેરે રાસાયનિક પદાર્થો સેવવામાં આવે, ગરમ ગરમ બદામના હલવા-શિરા ખાવામાં આવે અને મસાલાદાર કેસરીયાં દૂધ ખૂબ ગરમ કરીને પીવામાં આવે તો પણ શરીરનો નષ્ટ થયેલો બાંધો ફરી બંધાવાનો નથી. જેણે વીર્યને જાળવ્યું છે, તેને સૂકા **રોટલા** મકરધ્વજ સમાન છે અને જેણે પોતાના શરીરના મોભને ઉખાડી નાંખ્યો છે, તેને માટે દિવ્ય પૌષ્ટિક પદાર્થો પણ નિરર્થક છે, વીશ-પચીશ વર્ષની **જવાની** અવસ્થામાં જે શકિત હોવી જોઇએ, તે આજકાલના નવીન યુવકોમાં કવચિતજ દેખાય છે. આ શું ઓછો ખેદનો વિષય છે ? જેઓના ઉપર ભવિષ્ય **હિંદ**ના ચળકતા હીરા બનવાની આશા આપણે રાખી બેઠા છીએ, તેઓજ યદિ હતવીર્ય થઇ ગયા હોય, દુર્બલદેહ બની ગયા હોય, કમરથી વળી ગયા હોય, પુસ્તકને ચશ્મા પાસે લાવીને વાંચી શકતા હોય, મુખની પ્રભા ખોઇ બેઠેલા હોય અને લગાર બોજો ઉઠાવતાં શ્વાસોચ્છ્વાસની ધમણ ખેંચવા લાગી જતા હોય, તો પછી આ **હિંદે** કયાં જઇને પોકાર કરવો ? કોની પાસે આંસુ રેડવાં ?.

**વૃદ્ધવિવાહે** પણ આ સમયમાં ભારે જુલ્મ ગુજારવા માંડયો છે. પચાશ-સાઠ-સિતેર વર્ષના ડોકરાને બાર-તેર-ચોદ વર્ષની બાળા સાથે સંબન્ધ કરતાં શું બિલકુલ શરમ પણ નથી આવતી ? ઘણી વખતે ધનના મદમાં

એટલી બધી ઉચ્છૃંખલતા થતી જોવાય છે કે, બીજાનું ભલે ખૂન કપાઈ જાય, પણ તૃષ્ણા પૂરણ થવી જોઇએ. આવા ધનપતિઓ સમાજમાં ઘોર કંટક છે. પોતાની જાતિના સાધારણસ્થિતિવાળા અવિવાહિત યુવકોની દુ:સ્થિત જિન્દગી તરફ દૃષ્ટિ પણ નહિ કરતાં પોતાના વૃદ્ધ શરીરને લીલાલગ્ન બનાવવાને ચાહતા ધનપતિઓ ખરેખર સમાજના વૈરી છે. વૃદ્ધ થયા પછી પણ ભોગવિલાસની તૃષ્ણાનો પ્રવાહ ન અટકે, તો તેના મરણ પાછળ વિધવા થનારી તેની બાળા-યુવતિનો તૃષ્ણા-પ્રવાહ શી રીતે અટકશે ?, એનો વિચાર પુનર્વિવાહિત થવા ઇચ્છનાર વૃદ્ધ કર્યો છે ખરો ?.

વસ્તુત: માનવપ્રકૃતિની માન્યતાજ કોઇ વિલક્ષણસ્વભાવવાળી છે. એમ ન હોત તો કોઈ પણ માણસ વીર્યક્ષરણમાં આનન્દ માને ખરો ?; પરંતુ આ નિતાન્ત મૂઢતા છે. વિષયજન્ય સુખ કોઈ પણ રીતે સુખની કોટીમાં મૂકી શકાય તેમ નથી. જેમ કૂતરો હાડકાને તોડતાં તેના દાંત-માંથી નિકળતા લોહીનો આસ્વાદ લે છે અને તેમાં મજાહ માને છે, તેવી સ્થિતિ વિષય-જન્ય સુખની સમજવાની છે. કામ-ભોગજનિત સુખમાં શું સુખત્વ છે ? શું કંઇ નવો રસાસ્વાદ પ્રાપ્ત થાય છે ? શું કંઇ શરીરમાં પુષ્ટતાનો અનુભવ થાય છે ? શું કંઇ શીતળ પવનની લહેર અનુ-ભવાય છે ? શું કંઇ સુગન્ધી ફૂલના જેવી સુગંધ લેવાય છે ? કશું નહિ, આમાંનું કશું અનુભવાતું નથી; ઉલટું અમૂલ્ય વીર્યના સ્રાવનું નુકસાનજ ખમવું પડે છે. બ્રહ્મચર્યવ્રતને દેશત: યા સર્વથા પાળવા માટે આવા તત્ત્વબોધની બહુજ જરૂર છે. વસ્તુસ્થિતિનું યથાર્થ અને સચોટ પ્રતિભાન થવું જોઇએ, ત્યારેજ મનુષ્ય ઉન્માર્ગથી હઠીને વિવેકના પથ ઉપર પદા-ર્પણ કરી શકે છે.

**वीर्यस्य महत्त्वमाह—**

**शुक्रं शरीरस्य समस्ति राजा हते पुना राज्ञि पुरस्य हानिः ।**
**रक्षेत् ततः कामशरेभ्य एनं ब्रह्मोचसन्नाहधरं विधाय ॥ ४७ ॥**

Semen is the king of one's body. When the king is killed, his city becomes a mass of ruin.

Therefore, the king should be saved from the arrows of cupid by making him put on the armour of brahmacharya. ( 47 ).

**વીર્યનું મહત્ત્વ—**

" વીર્ય એ શરીરનો રાજા છે, રાજા હણાઈ જાય, ત્યારે પુર (નગર અથવા શરીર )ની હાનિ થવી સ્વાભાવિક છે; માટે તે રાજાને બ્રહ્મચર્યરૂપ બખ્તર પહેરાવી કામનાં બાણોથી બચાવવો જોઇએ. "—૪૭

**વ્યાખ્યા.**

વીર્ય સમગ્ર શરીરમાં વ્યાપ્ત થઇને રહ્યું છે. શરીરની—શરીરના પ્રત્યેક અંગ—ઉપાંગની પ્રવૃત્તિ વીર્યના ઉપર આધાર રાખે છે. શરીરરૂપ ઇમારતનો એકજ આધાર વીર્ય છે. આવી સ્થિતિમાં વીર્યના રક્ષણની કેટલી જરૂર છે, એ દરેક મનુષ્ય સમજી શકે તેમ છે. છતાં અનાદિમોહ-વાસનાને વશ થતાં મનુષ્યોનું હૃદય એટલું નિર્બળ થઇ જાય છે, કે તે જાણી જોઇને પોતાની જાતને દુઃખના ખાડામાં ધસડી જાય છે. વીર્યની પાયમાલી થતાં શરીરમાં કંઇ સત્ત્વ બચવા પામતું નથી. જેમ શેલડીને કોલુમાં પીલવાથી તેનો રસ બહાર નિકળી જતાં માત્ર તેના કૂચાજ બાકી રહે છે, તેમ શરીરરૂપ શેલડીમાંથી વીર્યરૂપ રસ નિકળી જતાં શરીર શેલડીના કૂચા સમાન બની જાય છે. દહીમાંથી ઘી નિકળી જતાં પાછળ છાસરૂપે પાણીજ રહે છે, તેમ શરીરરૂપ દહીમાંથી વીર્યરૂપ ઘી નિકળી જતાં શરીરનું પાણી થઇ જાય છે. આ ઉપરથી શરીરની રક્ષા માટે વીર્ય સાચવવાની અગત્ય દરેક મનુષ્યે હૃદયમાં ખૂબ સમજી રાખવી જોઇએ. ઘણી વખત અગાધ શારીરિક બળ અને અત્યન્ત માનસિક બળ ધરાવનારા પૂર્વ મહાત્માઓનાં ચરિત્રો શ્રવણગોચર થતાં આપણને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે, પણ સમજી રાખવું જોઇએ કે બ્રહ્મચર્યના પ્રતાપ આગળ કંઇ અસાધ્ય નથી. પચીશ ત્રીશ મણ બોજો ઉપાડી લઇ જવો, લોઢાની મજબૂત સાંકળને આંચકો મારી તોડી નાખવી, જોસભેર ચાલી જતી મોટરને ઉભી રાખવી, પોતાની છાતી પર ગાડી ચાલી જવા છતાં આંચકો ન ખાવો, તથા એક એક કલાકમાં બસો ત્રણસો શ્લોકો કંઠસ્થ કરી લેવા, કરોડો શ્લોક જેટલા ગ્રન્થો રચવા, ચતુરંગી મહાસભાઓમાં પ્રબળ

વાદિસિંહોને પરાસ્ત કરવા, મોટી મોટી વિદ્વત્પરિષદોને અતિપ્રૌઢ વક્તૃતાઓથી આકર્ષણ કરવી, એ બધો બ્રહ્મચર્ય—રાજેશ્વરનો પ્રસાદ છે. બ્રહ્મચર્યનું તેજ એટલું તીવ્ર છે કે એની આગળ જનતા અંજાઇ જાય છે. આત્મોન્નતિ અને લૌકિક ઉન્નતિ મેળવવાનો કષ્ટ વગરનો આનન્દમય માર્ગ કોઈ હોય તો તે બ્રહ્મચર્ય છે. પ્રાચીનકાળમાં જેઓ, મહાત્મા–મહાપુરૂષ બની પોતાની પવિત્ર નામરેખાને અમર કરી ગયા છે, તેઓ સાચા બ્રહ્મવીર હતા. એ મન્ત્ર પ્રત્યેક માણસે પોતાના શરીરના પ્રત્યેક રોમમાં ફેલાવી દેવો જોઇએ, કે જીવનને રોશન બનાવીને આ જિન્દગીમાંથી પસાર થવું હોય, તો બ્રહ્મચર્ય વિના એકે રસ્તો નથી. પરલોકના માર્ગમાં પસાર થતાં રસ્તામાં યદિ અંધારૂં રહ્યું, તો ઘણાં ઠેબાં ખાવાં પડશે, એ માટે બ્રહ્મચર્યના તેજથી **તેજસ્વી** બનવાની બહુ અગત્ય છે; એવી રીતે તેજઃસ્વરૂપ આત્મા બન્યેથી પરલોકના રસ્તે અંધકારનો પ્રતિબંધ રહેશે નહિ.

**परस्त्रियां को विश्वासः ?—**

**कः प्रत्ययस्तत्र परं पुमांसं या सेवते स्त्री चपलाऽपलज्जा ।**
**विषस्य पानं दहने च पातो वरं परस्त्री न तु सेवनीया ॥ ४८ ॥**

How can a woman who is fickleminded and who, discarding her modesty resorts to other persons, be trusted ? Swallowing poison and taking a leap into fire are preferable to looking with an evil eye at other woman. ( 48 )

**Notes :**—" Every eye is an adulterer, and whatever woman perfumeth herself and goeth to an assembly where men are, wishing to show herself to them, with a look of lasciviousness, is an adulteress ( that is, every eye that looks with desire upon a woman commits adultery). "

*Sayings of Mahomed.*

**પરસ્ત્રી ઉપર વિશ્વાસ શો ?—**

" તે સ્ત્રી ઉપર શો વિશ્વાસ, કે ચંચલચિત્તવાળી અને નિર્લજ્જ એવી જે સ્ત્રી પોતાના પતિને છોડી બીજા પુરૂષનો સમાગમ કરવા તૈયાર રહે છે ?. ઝેર પીવું બેહેત્તર અને અગ્નિમાં શરીરનો પાત કરવો સારો, પણ પરસ્ત્રીનું સેવન કરવું સારૂં નથી "—૪૮

**परस्त्रीसङ्गफलानि—**

**सर्वस्वनाशः प्रबलं च वैरं बन्धो वपुष्पातनसंशयार्त्तिः ।**
**परत्र घोरस्थलसङ्गमश्चाऽन्यस्त्रीप्रसङ्गस्य फलान्यमूनि ॥ ४९ ॥**

Total destruction of property, deadly enmity, bondage, painful fear of the body being hanged, and residence in the terrible hells in the next world—these are the penal fruits of coming in touch with other's wife. ( 49 )

**પરસ્ત્રીસેવનનાં ફળો—**

" પરસ્ત્રીગમન કરનાર પોતાનું ધનમાલમિલકત સર્વસ્વ ખોઇ બેસે છે, તેને ઘણાની સાથે વૈરવિરોધમાં ઉતરવું પડે છે, તેને બેડીમાં બંધાઇ જવાનો પ્રસંગ આવે છે, તેને ફાંસી પર લટકાઇ જવાનો ભય પ્રાપ્ત થાય છે અને આ ઐહિક ફળો ઉપરાંત પરલોકમાં ભયંકર દુર્ગતિએ તેને જવું પડે છે. "—૪૯

**कीदृशीमपि परस्त्रियं वेश्यां वा न सेवेत—**

**शिरीषपुष्पाधिकमार्दवाङ्गीं समुच्छलत्सुन्दरकान्तिपूराम् ।**
**समुच्छ्वसत्पङ्कजगन्धि-पर्वशरत्सुधाधाममनोहराऽऽस्याम् ॥५०॥**

**एवंविधां मोदकलाकलापामपि त्यजेद् योषितमन्यदीयाम् ।**
**साधारणस्त्रीमपि कालकूटवल्लीं परिज्ञाय विवेकशाली ॥ ५१ ॥**

**युग्मम् ।**

A discreet man should give up thoughts of a woman who belongs to another, even though she may be more tender than a shirish flower ; even if she possesses intoxicating beauty and even if her face be fragrant with the sweet odour of the fully developed lotus, and beautiful like the autumnal full moon, and even if she be eminently accomplished in various arts. He should also give up a harlot knowing her to be a poisonous creeper. ( 50–51 )

**ગમે તેવી પરસ્ત્રી અથવા વેશ્યાનો સંગ ન કરવો—**

" જેણીનું શરીર શિરીષપુષ્પથી ( સરસડાના ફૂલથી ) પણ અધિક કોમલ છે, જેણીના શરીરમાં સુન્દર કાન્તિનું પૂર ઉછાળા મારી રહ્યું છે, જેણીનું મુખ વિકસિત કમળના જેવા સુગન્ધથી ભરપૂર તેમજ શરદ્ઋતુની પૂર્ણિમાના ચન્દ્રસમાન મનોહર છે. અને જે વિવિધ કલાઓમાં નિપુણતા ધરાવનારી છે, એવી પણ પરસ્ત્રી અને ગણિકાને વિષની વેલડી સમજી વિવેકી પુરૂષોએ વર્જી દેવી જોઇએ. "—૫૦, ૫૧

**वेश्यां जुगुप्सते—**

**मनःप्रवृत्तिर्वचसः प्रवृत्तिर्देहप्रवृत्तिश्च मिथो विभिन्नाः ।**
**यासां, न साधारणयोषितस्ता निषेविताः स्युः सुखसम्पदायै ॥५२॥**

The company of harlots whose thoughts, speech, and action do not correspond to one another, yields no happiness to the man ( who seeks it ). ( 52 )

**વેશ્યાવિરમણ—**

" જેણીઓના મનમાં કાંઈ, વચનમાં કાંઇ અને વર્ત્તનમાં કાંઈ હોય છે, એવી માયાવિની વેશ્યાઓનો સંગ સુખસમ્પત્તિને માટે હોઈ શકે નહિ. "—૫૨

**वेश्यातो जीवनभ्रंशः—**

**वेश्यानुषक्तः पुरुषः किलाऽसत्सङ्गप्रसङ्गाभिरतो विवेकात् ।**
**तथाविधं भ्रश्यति येन देवान् न मन्यते नापि गुरूंश्च बन्धून्॥५३॥**

A man attached to a harlot becomes eager to solicit the company of wicked persons and thereby loses the faculty of discriminating to such an extent that he ceases to pay respect to gods, elders and relatives. ( 53 )

**વેશ્યાથી જીવનભ્રષ્ટતા—**

"વેશ્યામાં આસક્ત થયેલો પુરૂષ દુર્જનોની સોબતમાં પડી ત્યાં સુધી વિવેકભ્રષ્ટ થાય છે કે-દેવ, ગુરૂ અને બન્ધુવર્ગને તે માનતો નથી."-૫૩

**अप्रेमिण्या वेश्यया कः स्नेहः ?—**

**द्रव्येच्छया कुष्ठिनमप्यमर्त्योपमं परिस्निग्धदृशेक्षते या ।**
**स्नेहोज्झितां तां सृजतीमसत्यस्नेहं न गच्छेद् गणिकां कदापि॥५४॥**

A man should never seek the company of a harlot who, though devoid of true love in her heart, outwardly shows great regard to him and who out of greed for money looks upon even a leper with an eye of tender love as if he were a god. ( 54 )

**વેશ્યાથી શો સ્નેહ ?—**

"વેશ્યા, કોઢી પુરૂષને પણ લક્ષ્મીની લાલચથી દેવકુમારના જેવો સ્નેહભરી દૃષ્ટિએ જુએ છે. એવી-બહારનો ખોટો સ્નેહ દેખાડતી, વસ્તુતઃ સ્નેહરહિત ગણિકાનો સંગ કદાપિ કરવો નહિ."-૫૪

**कामोन्मादं शमयितुमाह—**

**रूपं यदेव प्रविलोक्य माद्यस्याभ्यन्तरं तस्य यदि स्वरूपम् ।**
**विचिन्तयेत् तत्त्वदृशा, न तर्हि भवेत् स्मरान्दोलितचित्तवृत्तिः॥५५॥**

If a man who runs mad with the handsome form, ponders philosophically over what its inward nature is his mind would not be tossed to and fro by passions. ( 55 )

**રૂપ ઉપર મોહ શો ?—**

" જે રૂપ જોઇને મનુષ્ય ઉન્મત્ત થાય છે, તેજ રૂપનું આભ્યન્તર ( અંદરનું ) સ્વરૂપ યદિ તત્ત્વદષ્ટિએ વિચારવામાં આવે, તો મનુષ્યની મનોવૃત્તિમાં કામવાસનાથી થતું આન્દોલન જરૂર ઠંડું પડી જાય "—૫૫

**प्रस्तुतेऽन्तिमसारं कथयति—**

**पराङ्गनासङ्गमपातकाग्नौ सर्वे गुणा आहुतिमाप्नुवन्ति ।**
**अतः परं किञ्चन नास्ति मौर्ख्यमतः परं नाप्यधमं चरित्रम् ॥५६॥**

All virtues are sacrificed in the fire of sin resulting from seeking the company of other's wife. This is the climax of folly. This is the meanest type of human character. ( 56 )

**છેવટ—**

" *પરસ્ત્રીસંગજનિતપાપરૂપ અગ્નિમાં સર્વ ગુણો હોમાઇ જાય છે; આથી વધીને બીજી કોઇ અજ્ઞાનતા નથી, આથી વધીને બીજું કંઇ અધમ ચરિત્ર નથી "—૫૬

**इमं ब्रह्मचर्यविषयकं सर्वमुपदेशं स्त्रियः प्रत्यवतारयति—**

**पुंसः प्रतीदं प्रतिपाद्यते स्म यद् ब्रह्मचर्यं वनिताजनोऽपि ।**
**तात्पर्यतस्तत् क्षमते ग्रहीतुं निजस्थितिं चेतसि लक्षयित्वा ॥५७॥**

---

* परा चासौ स्त्री च परस्त्री । અર્થાત્—પોતાની સ્ત્રી તરીકેના સંબંધ વગરની. परस्य स्त्री परस्त्री । અર્થાત્—બીજાની સ્ત્રી. આ પ્રમાણે બંને રીતિએ ' પરસ્ત્રી ' શબ્દના અર્થો થતા હોવાથી ' પરસ્ત્રી ' શબ્દથી—કુમારિકા, બીજાની સ્ત્રી અને વેશ્યા એ સર્વ ગ્રહણ કરી શકાય છે.

The vow of celibacy, which in the foregoing exposition is said to refer to men, will be found equally applicable to women themselves if they think over their own condition. ( 57 )

**આ બ્રહ્મચર્યનો ઉપદેશ સ્ત્રીઓ પ્રત્યે ઉતારે છે—**

" જે આ બ્રહ્મચર્યનો ઉપદેશ પુરુષો પ્રત્યે કર્યો, સ્ત્રીવર્ગ પણ તે ઉપદેશને પોતાની સ્થિતિ ઉપર લક્ષ્ય બાંધી તાત્પર્યથી ગ્રહણ કરી શકે તેમ છે. "—૫૭

---

## अपरिग्रहः

**अथ अपरिग्रहत्वव्रतावसरः—**

**परिग्रहाद् मूर्च्छेति, मूर्च्छनाच्च कर्मप्रबन्धा इति सम्प्रवीक्ष्य ।**
**परिग्रहं सर्वमपि त्यजन्ति द्रव्यादिरूपं मुनयोऽपसङ्गाः ॥ ५८ ॥**

Because of covetousness, illusory attachment creeps on a being and illusion forges the bonds of action (Karma); seeing this the sages being disattached, do not covet money and other worldly objects. ( 58 )

Parigraha means desire of possession of property through mind, speech and body.

An aspirant after Yoga should be free from the desire of possession of property, etc.. A Sādhu does not own any property in the legal sense. He does not possess his clothings given to him as owning them. A layman should limit his possessions of property, wealth, land, etc..

Desire is the root-spring of all evils. It is the source of all troubles and difficulties. Desire for riches impels human beings to adopt most abominable

and heinous means in life though all people know the evanescence of things, still it is this desire which prompts them to do what they otherwise would not do; again desire for authority, power, property, etc., works so forcibly on human mind that all possible means either good or bad are employed for their attainment. Thus it clogs the purity of the soul. So by all means one should try to destroy the desire which germinate Karmic energies calculated to bring on evil results. Desires for spiritual wisdom, and righteous conduct natural to the pure soul should be entertained and cherished, because they would gradually serve as means to Moksha.

With this underlying principle a householder should limit his possessions of property, wealth, houses, land, etc..

**અપરિગ્રહવ્રત—**

" પરિગ્રહની ઝેરીલી છાયા ફેલાવાથી મનુષ્ય મૂર્ચ્છિત થઇ જાય છે, અને મૂર્ચ્છાથી કર્મનાં બન્ધનોમાં બંધાવું પડે છે; આ પ્રકારે નિરીક્ષણ કરીને સંસારના સંગથી નિકળી ગયેલા મુનિઓ દ્રવ્યાદિરૂપ તમામ પરિગ્રહનો ત્યાગ કરે છે. "—૫૮

**गृहस्थत्वाद् मुनित्वं भिनत्ति—**

**गृहस्थभावो मुनिता च भिन्ने परिग्रही तत्र मुनिर्गृहीव ।**
**परिग्रहाऽऽसक्तमुनेर्मुनित्वे भवेत्र कस्माद् गृहिणां मुनित्वम्?॥५९॥**

Housholdership and Yatihood are quite different states. One who accepts gifts from others, is not a sage but a housoholder. If we call a man who is

coveting and accepting gifts an ascetic, then why should a householder who also accepts gifts be not called an ascetic ? ( 59 )

**ગૃહસ્થ અને સાધુની ભિન્નતા—**

" ગૃહસ્થપણું અને સાધુપણું એ બે ભિન્ન અવસ્થાઓ છે. એ માટે જે પરિગ્રહધારી હોઇ કરીને મુનિ કહેવાય છે, તે વસ્તુતઃ મુનિ નથી. જેમ ગૃહસ્થ, મુનિ તરીકે મનાતો નથી, તેમ સાધુવેષધારી જો પરિગ્રહી હોય, તો તે મુનિ તરીકે માની શકાય નહિ. પરિગ્રહમાં ફસેલાને યદિ મુનિ માનવામાં આવે, તો ગૃહસ્થોએ શો અપરાધ કર્યો કે તેઓને મુનિ માનવામાં ન આવે ? "—૫૯

**ભાવાર્થ.** સ્ત્રીને છોડવા માત્રથી સાધુધર્મની પ્રાપ્તિ થઇ ગઇ, એમ કદાપિ ન સમજવું. સાધુના પ્રતિષ્ઠિત આચારોને પાળવાથીજ સાધુધર્મની સિદ્ધિ થાય છે. **ભારતવર્ષ**ના સાધુઓનો મ્હોટો ભાગ શિથિલતાથી એટલો બધો ઘેરાઇ ગયો છે, કે તેઓએ ગૃહસ્થોથી પણ વધારે સાંસારિક ઉપાધિઓ માથે ઉઠાવી લીધી છે. હાથી, ઘોડા, ગાડી, ખેતર, મકાન, ખજાનો વગેરે પરિગ્રહમાં આકંઠ ડૂબેલા મહંત-સાધુઓ અને ગૃહસ્થોમાં કંઇ ફરક માની શકાય ખરો ?. સંસારવાસ ( ઘરવાસ ) છોડી સાધુ બન્યા, છતાં **નગદ નારાયણના** ફંદામાં આવી જવાય, તો વિચાર કરો કે સાધુપણું ક્યાં રહ્યું ?. દોલત રાખવા છતાં સાધુત્વ બચી રહેતું હોય, તો ગૃહસ્થોએ શું અપરાધ કર્યો, કે તેમને સાધુ ન કહેવાય ? બીજા પ્રકરણમાં બતાવેલ સાધુના આચારો તરફ દૃષ્ટિ કરતાં એ સિદ્ધ થાય છે કે દ્રવ્ય અને સ્ત્રીનો સંસર્ગ સાધુને હોવોજ ન જોઇએ, એ બાબતમાં સર્વ ધર્મશાસ્ત્રોની એકવાક્યતા છે.

**સાધુને દ્રવ્યમનર્થહેતુ—**

**निन्द्यो गृही स्यादपरिग्रहत्वे निन्द्यो मुनिः स्यात् सपरिग्रहत्वे ।**
**द्रव्योपभोगे मदनप्रसक्तेरपि प्रचारस्य न दुर्वचत्वम् ॥ ६० ॥**

A householder will deserve censure if he has no

property, while an ascetic will deserve censure if he has property. If the desire for enjoyment of wealth finds place in the heart of an anchorite then what guarantee is there that the desire for satisfying lust will not find place in his heart ? ( 60 )

**Notes** :—A householder is allowed to reserve property with limitations but he must be scrupulously careful in acquiring it by honest means. He should avoid base tricks and evil means for earning it. He should keep himself aloof, if in the acquisition of property, ruin of the whole family, bringing starvation to the poor, wresting necessary things from the needy and labouring souls, would inevitably be the eventual result. Such methods would evoke cries and complaints which would pierce even heavens. If one has wealth, it should be freely used in acts of benevolence without being overflowed with superfluity and without being wasted in needless expenses. On the other hand the ascetic should renounce property in toto. He should never desire in mind, speech or body, enjoyment of wealth. If he does so, his desires for the attainment of other objects, would know no bounds. Consequently he would be entangled into the fresh bonds of Karmas.

**મુનિઓને દ્રવ્ય અનર્થનો હેતુ છે—**

" ગૃહસ્થ યદિ ધનરહિત ( દરિદ્ર ) હોય, તો તે લોકમાં હલકો દેખાય છે, અને મુનિ યદિ ધન રાખતો હોય, તો તે હલકો મનાય છે. વળી સાધુઓને માટે એ યાદ રાખવાની વાત છે કે–દ્રવ્યનો ઉપભોગ કરવાથી કામવૃત્તિઓને સહેજે અવકાશ મળે છે. "—૬૦

**साधूनां निष्परिग्रहत्वमेव धर्मः—**

**द्रव्यग्रहे लाभदृशापि मूलक्षतिं विनाऽन्यन्न वदन्ति सन्तः ।**
**संसारदुर्वातनिरोधहेतुः सुनिश्चितं साध्वपरिग्रहत्वम् ॥ ६१ ॥**

Though the accumulation of wealth is apparently advantageous, the pious see in it nothing but the cause of utter ruin. Most assuredly non-covetousness is the means of subduing the pernicious whirlwind of worldly life. ( 61 )

**મુનિઓનો અપરિગ્રહજ ધર્મ છે—**

" ગમે તે લાભની દૃષ્ટિથી પૈસા રાખવામાં આવે, પણ તેનું પરિણામ મૂળથી નુકસાન થયા સિવાય બીજું આવતુંજ નથી, એમ સન્તો કહે છે. આ ઉપરથી મુનિજનોને માટે અપરિગ્રહિત્વ એજ નિશ્ચિત રીતે શ્રેયસ્કર માર્ગ છે, કે જે માર્ગ સંસારની ખરાબ હવાને રોકનાર છે. "-૬૧

**गृहस्थानां परिग्रहपरिमाणं धर्मः—**

**गृहस्थवर्गस्त्वपरिग्रहत्वमध्यासितुं न प्रभविष्णुरस्ति ।**
**अतः स कुर्वीत परिग्रहस्य प्रमाणमाशाप्रसरावरोधि ॥ ६२ ॥**

Householders are not able to practise non-covetousness, therefore they should set a limit to their holding of property and thus check the currents of ambition. ( 62 )

Covetousness is the root of all evils. Fresh desires always spring up in the heart and cause unbearable pain to the mind. One possessed of wealth and materials sufficient for his livelihood becomes subject to overwhelming anxieties and troubles, when he yields to temptations and irresistible

desire for the acquisition of more wealth and pleasures. In order to check this evil, one should limit his property and possessions. A rigid observance of this meritorious vow brings on happiness here and hereafter. The following story well illustrates the utility and necessity of such observance.

There was a rich merchant named Shripati. He had one son called Dhana, who was married to a rich girl. Once upon a time a Jain ascetic discoursed effectively and eloquently on the importance and utility of limiting the property and possessions, etc.. Shripati being deeply embarrassed took this vow and in accordance therewith he resolved to spend the excess of his money and wealth in doing pious works, especially in the construction of Jain temples. When his life came to an end, he was blessed with good birth in the next life. His son who was greedy and wanting in discrimination disliked his father's habits and stopped all expenses for pious works and resolved to add much to the existing stock of his wealth. He consequently began to live in the lowest style possible. Once upon a time the very ascetic who impressed his father accidentally met him on the road. He tried to call him but when he failed he went near him and asked him to take a vow to dine after visiting the temple and paying obeisance to God. He accordingly took the vow and went away from the place saying that he could not stay there any longer. Once upon a time he came back at noon after repeated tourings in villages for the trade purposes and was extremely hungry. He at

once sat to dine, but on remembering his vow left the dish and went to the temple where the guardian deity being pleased asked to propose a boon for him. After consulting his wife he went to the deity and requested him to favour him with proper discrimination. Thus blessed he began to see things in their proper light and then took the vow of limiting his property and became an object of respect everywhere and at last after death he became a denizen of heaven.

**ગૃહસ્થોને માટે પરિગ્રહપરિમાણ—**

" ગૃહસ્થલોકો ( મુનિજનોના પેઠે ) અપરિગ્રહવ્રત ધારણ કરવાને સમર્થ નથી, એ માટે તેઓએ પરિગ્રહનું પરિમાણ કરવું જોઇએ. પરિગ્રહનું પરિમાણ પણ આશાના વધતા વેગને રોકનારૂં છે "—૬૨

**परिग्रहप्रचारस्तृष्णाप्रचारहेतुः—**

**परिग्रहस्याऽस्खलितप्रचारं तृष्णा प्रचारं लभते नितान्तम् ।**
**ततो जनः पोत इवाम्बुराशौ भवे निमज्जेदिति चिन्तनीयम् ॥६३॥**

We should bear in mind that greed obtains unlimited hold on the mind of a man if covetousness be unrestrained. A man is undone in the ocean of the world just as a boat ( overloaded ) sinks down in the ocean. ( 63 )

**પરિગ્રહનું પૂર તૃષ્ણાને ફેલાવે છે—**

" સમજી રાખવું જોઇએ કે—પરિગ્રહનો અસ્ખલિત પ્રચાર થવાથી તૃષ્ણાનો પ્રવાહ ખૂબ જોરથી વહેવા માંડે છે, અને એથી સમુદ્રમાં નાવની જેમ પ્રાણી સંસારમાં ડૂબી જાય છે "—૬૩.

**परिग्रहलुब्धस्योपद्रवा:—**

**परिग्रहस्यातिवशीभवन्तं मुष्णन्ति चौरा विषयाभिधानाः ।**
**दहत्यनङ्गो दहनः, कषायव्याधा निरुन्धन्ति पुनः समन्तात् ॥६४॥**

A man who aboudons himself to greed is robbed by thieves called worldly objects, is burnt by the fire of lust and is besieged all around by the hunters in the form of passions. ( 64 )

**પરિગ્રહાસક્તને થતા ઉપદ્રવો—**

" પરિગ્રહને અત્યન્ત આધીન થયેલા મનુષ્યને વિષયરૂપ ચોરો લૂટવા માંડે છે, કામાગ્નિ બાળવા માંડે છે અને કષાયરૂપ શિકારીઓ ચારે તરફથી ઘેરી લે છે. "—૬૪.

**परिग्रहस्य मूलमाशां निन्दति—**

**पापस्य वल्लीमसुखस्य खानिं दोषावलीमातरमाहुराशाम् ।**
**आशोर्मयस्तत्र चर न्त  गाद् न यत्र भासः शशिनो रवेश्च ॥६५॥**

Hope is called ( by the Yogis ) the creeper of sins, pit of misery, and source of vices ; the waves of hope dash violently in the place where neither the rays of the moon nor those of the sun are able to penetrate. ( 65 )

**પરિગ્રહની જનની આશાને નિન્દે છે—**

" આશાને શાસ્ત્રકારો પાપની વેલડી, દુઃખની ખાણ અને દોષોની માતા તરીકે બતાવે છે. આશાની ઊર્મિઓ તેવા સ્થળે પણ અસ્ખલિત જઈ પહોંચે છે, કે જે સ્થળે ચન્દ્ર-સૂર્યની રશ્મિઓનો સંચાર થતો નથી. "—૬૫.

परिग्रहपरिमाणव्रतिनः स्तौति—

**आक्रान्तविश्वत्रितयोऽपि लोभपयोनिधिस्तैः प्रसरन् निरुद्धः ।**
**यमोंऽशतोऽप्येष समाश्रितो यैरेवंविधाः स्युर्गृहिणोऽपि धन्याः॥६६॥**

Those only, who have even partially practised self-control, are able to check ( the tides of ) the ocean of greed which has pervaded the three worlds. Such persons though householders deserve to be congratulated. ( 66 )

**પરિગ્રહપરિમાણવાળાઓને ધન્યવાદ—**

" ત્રણે જગત્‌ને આક્રાન્ત કરનાર લોભરૂપ સમુદ્રને તેઓએ વધતો અટકાવ્યો છે, કે જેઓએ આ અપરિગ્રહવ્રતનો અંશથી પણ સ્વીકાર કર્યો છે. અર્થાત્ જેઓએ પરિગ્રહનો સર્વથા ત્યાગ નહિ, કિન્તુ પરિગ્રહનું પરિમાણ કર્યું છે, એવા ગૃહસ્થો પણ ધન્યવાદને પાત્ર છે "—૬૬

प्रस्तुतेऽन्तिममाह—

**आरम्भभारा भववृक्षमूलं परिग्रहः कारणमस्त्यमीषाम् ।**
**तस्मादवश्यं नियतप्रमाणं परिग्रहं संविदधीत गेही ॥ ६७ ॥**

Activity ( worldly undertakings involving sins—injury and others ) is the root of the worldly tree and acceptance of property is the cause of this activity. A householder should therefore set a limit to the acquisition of property. ( 67 )

**છેવટ—**

" સંસારરૂપ વૃક્ષનું મૂળ આરંભનો બોજો છે, અને તે આરંભના બોજાનું કારણ પરિગ્રહ છે. એ માટે ગૃહસ્થે પરિગ્રહનું નિયમિત પરિમાણ અવશ્ય કરવું જોઇએ. "—૬૭

उक्तान् पञ्च यमानुपसंहरति—

**एतानहिंसादियमान् स्वशक्तेरर्हन्ति सम्पालयितुं समग्राः ।**
**धर्मोऽस्त्ययं सार्वजनीन एव स्वाभाविकी जीवननीतिरेषा ॥६८॥**

All should always observe these five Yamas according to their own capacity. The observance of all these Yamas applies to all and forms the root principles of conduct in life. ( 68 )

**ઉપસંહાર—**

" આ ( પૂર્વોક્ત ) અહિંસા આદિ પાંચ યમોને સમસ્ત મનુષ્યો યથાશક્તિ પાળી શકે તેમ છે. આ સાર્વજનિક ધર્મ છે. આ જીવનની સ્વાભાવિક નીતિ છે "—૬૮.

**अहिंसादीनां महाव्रतत्वम्—**

**उक्ता अहिंसादियमा अमी दिक्कालाद्यनवच्छिन्नतया विमुक्ताः ।**
**महाव्रतं सन्ति च सार्वभौमा वितर्कबाधे प्रतिपक्षचिन्ता ॥ ६९ ॥**

We have enumerated the Yamas Ahinsā ( non-injury ) and others. They are not delimited by time and space, etc., and hence they constitute the great vow which can be observed in all places and at all times. When doubts assail us we should think of their opposites ( and thus dispel them ). ( 69 )

**કેવા અહિંસા વગેરે યમો મહાવ્રત છે ?—**

" એ પ્રકારે અહિંસા આદિ યમો કહી બતાવ્યા. દેશ, કાલ વગેરેની મર્યાદાથી મુક્ત એવા [illegible] હિંસા આદિ યમોને 'મહાવ્રત' કહેવામાં આવે છે. × વિતર્કથી (હિંસાઆદિથી) જ્યારે યમને બાધા થાય, ત્યારે પ્રતિપક્ષની ભાવના કરવી "—૬૯.

---

१ " जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् " ।

( પાતંજલયોગસૂત્ર, બીજો પાદ )

× " अहिंसासूनृतास्तेयब्रह्माकिञ्चनता यमाः
दिक्कालाद्यनवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् " ॥

( યશોવિજયજી, ૨૧ મી દ્વાત્રિંશિકા. )

**ભાવાર્થ**. આ યમો દેશ, કાળ, જાતિ અને સમયથી મર્યાદિત ન હોય, ત્યારે મહાવ્રત કહેવાય છે. જેમકે—અમુક દેશમાં, એટલે તીર્થસ્થળમાં હિંસા ન કરૂં, અમુક કાળમાં અર્થાત્ એકાદશી વગેરે તિથિઓમાં હિંસા ન કરૂં, અમુક જાતિની એટલે બ્રાહ્મણની હિંસા ન કરૂં, અથવા મચ્છને છોડી હિંસા ન કરૂં, આને સમયથી મર્યાદા એ કે દેવ, બ્રાહ્મણ યા અમુકના કાર્યપ્રસંગને છોડી હિંસા ન કરૂં, આવી રીતે મર્યાદા બાંધી જે અહિંસાનું ક્ષેત્ર સંકુચિત કરી દેવાય છે, તે મહાવ્રત કહેવાય નહિ. કિન્તુ **સાર્વભૌમ** એટલે સર્વ ભૂમિ ઉપર સર્વદા અહિંસાનું પાલન કરવામાં આવે, ત્યારે તે મહાવ્રત કહેવાય. અહિંસાની જેમ **સત્ય** આદિમાં પણ સમજી લેવું.

યમ–નિયમના વિરોધી હિંસા વગેરેને 'વિતર્ક' નામથી ઓળખાવ્યા છે. તે વિતર્કના તરફથી જ્યારે યમ–નિયમમાં બાધા ઉભી થાય, જેમકે–" અમુકે અમુક વખતે મારૂં બગાડ્યું હતું, મને લોકોની વચ્ચે જૂઠો પાડ્યો હતો, માટે એને ખાડામાં ઉતારૂં અથવા મારી નાંખું. "– ત્યારે પ્રતિપક્ષની ભાવના કરવી, અર્થાત્ હિંસા આદિનું દુષ્ટત્વ ચિંતવવું. આવી ભાવના કરવાથી, કે–" અહો ! સંસારના અંગારામાં સેકાતા એવા મેં સર્વ જીવોને અભય દેનારો યોગધર્મ મહાપુણ્યના બળે પ્રાપ્ત કર્યો, છતાં હું હિંસાદિ પાપવૃત્તિઓ તરફ દોરાઉં છું ! ધિક્કાર છે મારી **શ્વાનવૃત્તિને**, કે વમન કરીને ફરી તેને ચાટવા જેવું કરૂં છું "–વિતર્કોના હુમલાઓ ઠંડા પડે છે.

**यमस्य ( नियमस्यापि ) योगाङ्गभावे हेतुमाह—**

***वितर्कबाधे प्रतिपक्षचिन्तनाद् योगस्य सौकर्यमवेक्ष्य योगिनः ।**
**×यमेषु योगस्य बभाषिरेऽङ्गतां विघ्नापनेता प्रथमं हि युज्यते ॥७०॥**

Doubts ( Vitarkas ) are removed by pondering over their opposites and thus the path of Yoga is rendered easier. Therefore the sages regard the

* वितर्ककर्मके बाधे.

× उपलक्षणत्वाद् नियमेष्वपि.

Yamas as forming the preliminary stage of Yoga. It is but proper that the remover of impediments should top the list. ( 70 )

These Yamas are called great vows when they are not modified by place, time, species, or urgency. It is not meant to be a great vow when it is qualified in respect of a place, e. g., when one says " I will not commit slaughter in a sacred place, I will not injure or slay on the eleventh day of the month, I will not slay an ascetic, I will not slay except for the sake of gods and Brahmins, or for other sacrificial ceremony. These modifications detract the value and efficacy of the great vow. It must be characterised by absolute spotlessness.

When perverse considerations of taking revenge arise such as, e. g., " I will slay him because he has done me wrong, I will ruin him by telling a lie, I will rob him of his money, I will seduce his wife, I will deprive him of his estate. " Opposites of the same should be cultivated and he must reflect " I take my refuge in right living extending protection to all living creatures heated as I am upon the coals of this Samsāra ( Cycle of births ). Repeatedly I am drawn towards these aggressions. I resort to that which I once discarded as a dog licks that what he vomitted." Such repressions of perverse considerations should be employed.

**યમ-નિયમને યોગનાં અંગ માનવાનો હેતુ—**

" યોગના દુશ્મન એવા વિતર્કોની વિરૂદ્ધમાં ભાવના કરવાથી તે વિતર્કો

દબાઈ જાય છે, અને એથીજ યોગભૂમી ઉપર પ્રસ્થાન કરવું સુગમ થાય છે. આજ કારણથી યમ-નિયમને યોગનાં અંગોમાં દાખલ કરવામાં આવ્યા છે.+ વાત પણ બરાબર છે કે-દરેક કામની અંદર શરૂઆતમાં વિઘ્નોને હઠાવનાર પ્રથમ જરૂરનો છે."—૭૦

**हिंसादीनां भेद-प्रभेदाः—**

**हिंसादयः सन्ति वितर्कसञ्ज्ञकाः प्रत्येकमेते खलु सप्तविंशतिः ।**
**कृतानुमोदास्पदकारिता हि ते क्रोधाच्च लोभाच्च तथैव मोहतः ॥७१॥**

**नवेति भेदा मृदु–मध्य–तीव्रैर्भेदैस्त्रिभिः सन्ति यथोक्तसंख्याः ।**
**प्रत्येकमेते मृदुमध्यतीव्रास्त्रिधा पुनः स्युर्मृदुमध्यतीव्रैः* ॥ ७२ ॥**

Hinsā and others are called Vitarkas. Each of them has twenty-seven varieties. They are either ( 1 ) committed by oneself, or ( 2 ) caused to be committed by others, or ( 3 ) suffered with approval to be committed by others, again through ( a ) anger, ( b ) greed, or ( c ) infatuation. We thus get nine varieties. Each of them is again three-fold, according as the same is of mild, ordinary or impetuous nature. Thus we get twenty-seven varie-

+" बाधनेन वितर्काणां प्रतिपक्षस्य भावनात् ।
योगसौकर्यतोऽमीषां यमादीनामुपग्रहणम् " ॥
( યશોવિજયજી, ૨૧ મી દ્વાત્રિંશિકા. )

*" वितर्का हिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोधमोहपूर्वका मृदुमध्याधिमात्रा दुःखाज्ञानानन्तफलाः, इति प्रतिपक्षभावनम् " ।
( પાતંજલયોગસૂત્ર, બીજો પાદ )

" क्रोधाल्लोभाच्च मोहाच्च कृतानुमितकारिताः ।
मृदुमध्याधिमात्राश्च वितर्काः सप्तविंशतिः " ॥
( યશોવિજયજી, ૨૧ મી દ્વાત્રિંશિકા )

ties. Every one of these last again is further divided under three heads according as it is mild, ordinary or impetuous. ( 71–72 )

**Notes** :—The injury is however multiplied according to specifications, options and accumulations. The varieties of living creatures are innumberable so the varieties of injury multiply. This procedure is applied equally to falsehood, theft, adultery, and appropriation.

These perverse considerations have endless painful consequences. The man doing injury has to suffer pain in health and in taking bodies of animals and departed spirits and such other forms so the cultivation of the opposites is essential.

**હિંસાદિના ભેદ-પ્રભેદો—**

" હિંસા, અસત્ય વગેરેને 'વિતર્ક' સંજ્ઞા આપવામાં આવી છે. એ પ્રત્યેકના ( હિંસા આદિના ) સતાવીશ ભેદો પડે છે. જેમકે—ક્રોધથી, લોભથી તથા મોહથી હિંસા કરવી, કરાવવી અને અનુમોદવી, એમ હિંસાના નવ ભેદો થાય છે. હવે તે નવ ભેદવાળી હિંસાના મૃદુ, મધ્યમ અને તીવ્ર એમ ત્રણ વિભાગો પડવાથી હિંસાના સતાવીશ ભેદો પડે છે. વળી તે પ્રત્યેક સતાવીશ ભેદોના મૃદુ, મધ્યમ અને તીવ્ર એમ ત્રણ ભેદો થતાં એકાશી ભેદો પડે છે. "—૭૧, ૭૨.

**ભાવાર્થ.**

૧ ક્રોધથી મૃદુ હિંસા કરવી, ૨ ક્રોધથી મધ્યમ હિંસા કરવી, ૩ ક્રોધથી તીવ્ર હિંસા કરવી, ૪ લોભથી મૃદુ હિંસા કરવી, ૫ લોભથી મધ્યમ હિંસા કરવી ૬ લોભથી તીવ્ર હિંસા કરવી, ૭ મોહથી મૃદુ હિંસા કરવી, ૮ મોહથી મધ્યમ હિંસા કરવી, ૯ મોહથી તીવ્ર હિંસા કરવી.

૧ ક્રોધથી મૃદુ હિંસા કરાવવી, ૨ ક્રોધથી મધ્યમ હિંસા કરાવવી, ૩ ક્રોધથી તીવ્ર હિંસા કરાવવી, ૪ લોભથી મૃદુ હિંસા કરાવવી, ૫ લોભથી મધ્યમ હિંસા કરાવવી, ૬ લોભથી તીવ્ર હિંસા કરાવવી, ૭ મોહથી મૃદુ હિંસા કરાવવી, ૮ મોહથી મધ્યમ હિંસા કરાવવી, ૯ મોહથી તીવ્ર હિંસા કરાવવી.

૧ ક્રોધથી મૃદુ હિંસા અનુમોદવી, ૨ ક્રોધથી મધ્યમ હિંસા અનુમોદવી, ૩ ક્રોધથી તીવ્ર હિંસા અનુમોદવી, ૪ લોભથી મૃદુ હિંસા અનુમોદવી, ૫ લોભથી મધ્યમ હિંસા અનુમોદવી, ૬ લોભથી તીવ્ર હિંસા અનુમોદવી, ૭ મોહથી મૃદુ હિંસા અનુમોદવી, ૮ મોહથી મધ્યમ હિંસા અનુમોદવી, ૯ મોહથી તીવ્ર હિંસા અનુમોદવી.

આમ સતાવીશ ભેદો હિંસાના સ્પષ્ટ રીતે જોઇ શકયા છીએ. હવે તે પ્રત્યેક સતાવીશ ભેદોના ત્રણ ત્રણ ભેદો પાડવા. એ માટે સતાવીશ ભેદોમાંનો પહેલો ભેદ જે 'ક્રોધથી મૃદુ હિંસા કરવી, એના ઉપર ત્રણ ભેદો પાડી જોઇએ-૧ ક્રોધથી મૃદુ મૃદુ હિંસા કરવી, ૨ ક્રોધથી મધ્યમ મૃદુ હિંસા કરવી અને ૩ ક્રોધથી તીવ્ર મૃદુ હિંસા કરવી. આવી રીતે બાકીના છવીશ ભેદોના પણ ત્રણ ત્રણ ભેદો પાડવા. એટલે કુલ એકાશી ભેદો હિંસાના પડે છે.

મૃદુ હિંસા એટલે સામાન્ય-હલકી હિંસા, મધ્યમ હિંસા એટલે સામાન્ય નહિ અને તીવ્ર પણ નહિ એવી હિંસા અને ઘોર હિંસાનું કર્મ એ તીવ્ર હિંસા છે. મૃદુ હિંસાના પણ મૃદુ મૃદુ, મધ્યમ મૃદુ અને તીવ્ર મૃદુ એવા જે ત્રણ ભેદો પાડયા, તે અપેક્ષા ઉપર આધાર રાખે છે. વિવક્ષાનુસાર ભેદો પાડી શકાય છે. અલ્પ મૃદુ એ મૃદુ મૃદુ, સાધારણ મૃદુ એ મધ્યમ મૃદુ અને અત્યન્ત મૃદુ એ તીવ્ર મૃદુ કહેવાય.

**वितर्काणां भीषणपरिणामता भाव्या—**

**अनन्तमज्ञानमनन्तदुःखं फले अमीषां नितरां विभाव्ये ।**
**अतः प्रकर्षं समुपेयुषां यत् फलं यमानामभिधीयते तत् ॥ ७३ ॥**

One should bear in mind that they bring on unfathomable ignorance and unending misery. I

shall now state what result is brought about by the Yamas when they are practised to perfection. ( 73 )

" આ વિતર્કોનું ફળ-અનન્ત અજ્ઞાન અને અનન્ત દુઃખ છે, એમ પુનઃ પુનઃ દૃઢભાવના કરવાથી અહિંસા આદિ યમો સુસ્થિર થાય છે. અહિંસા આદિ યમો દૃઢતા ઉપર આવવાથી જે ફલસિદ્ધિનો પ્રાદુર્ભાવ થાય છે, તે કહીએ છીએ. * "—૭૩.

**यमपञ्चकफलानि—**

**दयाव्रतस्थैर्यवतः पुरस्ताद् निसर्गवैरा अपि देहभाजः ।**
**मिथः प्रशाम्यन्ति तदेवमाद्ये व्रते फलं योगबुधा अवोचन् ॥७४॥**

**सत्यव्रते प्राप्नवति प्रतिष्ठां फलं प्रसिध्यत्यकृतेऽपि यत्ने ।**
**स्यादस्य वाचा च फलं परस्याऽनुग्रच्छतोऽपीति फलं द्वितीये ॥७५॥**

**अस्तेयनामव्रतनिश्चलत्वे भवन्ति रत्नानि न दुर्लभानि ।**
**प्रतिष्ठिते ब्रह्मणि वीर्यलाभोऽपरिग्रहे जन्मकथन्त्वबोधः ॥ ७६ ॥**

In the presence of one who observes the vow of Ahinsā even creatures with natural antipathy against one another are quieted down into being friendly. This is the fruit of the first vow. Thus the adepts in Yoga say.

When the vow of truthfulness is determinately practised it fructifies actions without efforts. Mere words of such a man enable others to realise their ends without exertion. This is the fruit of the second vow.

---

* " दुःखाज्ञानानन्तफला अमी इति विभावनात् ।
प्रकर्षं गच्छतामेतद् यमानां फलमुच्यते " ॥

( યશોવિજયજી, ૨૧ મી દ્વાત્રિંશિકા. )

When the vow of non-stealing remains unshaken no precious jewel is beyond reach. When the vow of celibacy is firmly observed it gives infinite power and the vow of non-covetousness fructifies into illumination of past births. ( 74-75-76. )

**પાંચ યમોનાં ફળ—**

" અહિંસાવ્રતમાં પૂરી રીતે સ્થિર થયેલા મહાત્માની આગળ સ્વાભાવિક—જન્મવૈરવાળા પ્રાણિઓ પણ પરસ્પર શાન્ત થઇ જાય છે. એમ પ્રથમ વ્રતનું ફળ યોગવિદ્વાનો કહે છે "—૭૪

" સત્યવ્રતની પ્રતિષ્ઠા પ્રાપ્ત થતાં ફળ એ આવે છે કે—વિના પ્રયત્ને કાર્યસિદ્ધિ થાય છે, એટલુંજ નહિ પણ સત્યવ્રતપ્રતિષ્ઠિત મહાત્માના બોલવાથીજ, કે—' જા તું ધનાઢ્ય થઇશ '—સ્હામો માણસ અનાયાસે ધનાઢ્ય બની જાય છે; આ વચનસિદ્ધિ. એ દ્વિતીયવ્રતનું ફળ. "—૭૫

" અસ્તેયવ્રત ( અચૌર્યવ્રત )માં નિશ્ચલ થવાથી ચારે દિશાઓનાં રત્નનિધાનો દુર્લભ રહેતાં નથી. બ્રહ્મચર્યવ્રતની પ્રતિષ્ઠામાં પ્રૌઢ વીર્યનો લાભ મળે છે. અપરિગ્રહનું વ્રત પરાકાષ્ઠા ઉપર આવવાથી પૂર્વ જન્મનું સ્મરણ પ્રકટ થાય છે."*—૭૬

**વિશેષ.** અહીં એ વાત ખાસ ખ્યાલમાં રાખવી કે—**મહાવ્રત**ની કે શ્રાવકધર્મોચિત **અણુવ્રત**ની કોટી ઉપર પહોંચેલા એવા **યમો** યોગના પ્રથમ અંગ તરીકે સમજવાના નથીજ. એવા ઉચ્ચ યમો તો આગળ કહેવાતાં ચૌદ ગુણસ્થાનો પૈકી ચોથા—પાંચમા—છઠ્ઠા

---

* " अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः " । " सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् " । " अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् " । " ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः " । " अपरिग्रहस्थैर्ये जन्मकथन्तासम्बोधः " ।

( પાતંજલ યોગસૂત્ર, બીજો પાદ. )

" वैरत्यागोऽन्तिके तस्य फलं चाकृतकर्मणः ।
रत्नोपस्थान-सद्वीर्यलाभौ जनुरनुस्मृतिः " ॥

( યશોવિજયજી, ૨૧ મી દ્વાત્રિંશિકા. )

ગુણસ્થાનથી પ્રાપ્ત થાય છે, જ્યારે યોગના પ્રથમ અંગ તરીકે યમની પ્રાપ્તિ તો સમ્યક્ત્વ વગરના **માર્ગાનુસારીને** હોય છે. આગળ કહેવાતી યોગની આઠ દૃષ્ટિઓ પૈકી પ્રથમ મિત્રાદૃષ્ટિ, કે જે સમ્યક્ત્વરહિત ( મિથ્યાત્વ-યુક્ત ) અવસ્થા છે, તેમાં યોગના પ્રથમ અંગ તરીકે યમને પ્રાપ્ત કરવાનું બતાવવામાં આવ્યું છે. એ માટે અહિંસા વગેરે પાંચ વ્રતોનું સાધારણ રીતે જે પાલન, તેને યોગનું ' યમ ' નામનું પ્રથમ અંગ સમજવું.

---

## योगदृष्टिः

## Yoga-Drashti.

The word Drashti means the acquisition of the knowledge of the true nature of the soul assisted by well-reasoned and firm faith derived from the Jain texts. This description of Drashti excludes one-sided opinions and conclusions of intellectualists and also dogmatic assertions of persons infatuated with blind faith, both of them being unreliable. Such reasoned conviction with unflinching faith serves to bar the entry of evil tendencies and passions and favours the movements towards the noble promptings of heart and head and assist the evolution of living beings. Evolution embraces innumberable gradations looking to human springs, aspirations and emotions and thoughts. But they are confined to eight aspects for the sake of convenience.

## Ogha Drashti.

This involves undifferentiated vision derived from densely clouded perceptions closely following the hereditary traditions, etc., general and popular notions and blindly accepted dogmas of the masses. This

vision is as weak as that of a child or a man of distracted faculties or a decrepit old man. It takes its colour more from acquired habits, tastes, inclinations, feelings and family usages, than from a deliberate and well-reasoned regard to the good. It bars the right operation of mental and intellectual faculties as to dive deep into metaphysics and to fathom the underlying dogmas and principles to get unravelled the most inscrutable laws of nature and divinity. It thus keeps closed the channels and avenues that would lead to right perception, right knowledge and right conduct, the cardinal factors in the evolution of human life.

Thus infected by corruption, selfish motives, etc., from inside and poisoned by ruinous traditional influences externally he strays away from the path of the highest spiritual truth which ought to be his final goal. From eternity he is subject to the cycle of revolutions involved as he is in wrong temptations, selfish desires and motives daily multiplying. This is due to the one-sided, deluded and dogmatic view of the whole without differentiation. So wise and highly evolved sages have devised a system with definite external and internal differentiations and have placed us in a position to make general and individual progress by the effacement of the Karmic dross. Thus vision is divided for the sake of convenience into eight heads or stages, each with progressively higher evolution than the preceding one. Even the first stage of Yoga-vision requires highly superior evolution to that of the undifferentiated stage. The path

of activities and the path of Upshama ( eradication ), &c., ( Yoga ) though different in their nature are for all practical purposes so much interwoven with each other that they have to be trodden more or less together.

## Concept of Mitra Stage.

One on the path of Yoga becomes initiated into Yama classified into non-injury, abstinence from stealing, truth, celibacy or chastity and non-receipt of gifts. His power of perception is very slow. It is like the fire of grass, i. e., perception is very fleeting like the flash of lightning. The chief characteristic of this stage is untiring patience in doing good works. Apathy towards truth and liberation becomes weakened. Spirit and feeling of toleration thrives so that hatred and repulsion towards evil deeds are held in check. On the contrary, sympathy is aroused in him for those who are deluded into false belief as to true deity, spiritual teacher and right faith. Thus spirit of inquiring into and knowing the basic principles ( Tattvas of truth, &c. ) will be aroused in him henceforth.

Proportionally to this growth in his mind and sentiments, the aspirant sows the seed of Yoga which signifies his devotion to the Omniscient with prostrations and salutations. The status of perfect Godhood now becomes his ideal.

His devotion also extends to excellent sages and Sādhus in giving them food and useful help when required. He grows apathetic towards worldly

enjoyments, attractions and objects. He tries to observe vows externally though not strictly. The seeds of renunciation are just sown in him. He tries to further the advance of learning in various ways. In this stage he is blessed with the association of the good. He salutes and prostrates before them reverently. Through their help and good wish, he aspires to final success. With these germs his advance towards the high ideal begins in the first stage.

## Tārā Stage.

In this stage, self-restraint is practised in the following forms :—Purity, contentment, austerity, study and contemplation of self ( including reverent prostrations and salutations to deities and spiritual teachers ). The latest thoughts of inquiry into and knowledge of the principles now begin to manifest in him. Ardour for religious practices and good deeds develops further in this stage. He also makes a further progress in observing vows, &c., though externally. He feels repugnance in political matters and mundane things. He begins to take *delight in statements*, instructions relating to the elimination of delusion, conquest of attraction and repulsion quietude and renunciation. He begins to appreciate rightly the amount of spiritual good done to him by good associations. Thus he reduces the Karmic forces which impede his right actions though desired. While trying to attain the qualifications required for self-restraint, he feels disgust for his body and for worldly affairs.

He further acquires passivity, purity, mastery over senses and fitness for the introspection of the inner-self.

The practice of self-restraint blesses him in several directions with acquisitions when uninterruptedly and continuously observed.

He also feels his intellectual weakness in fully comprehending the large number of scriptural texts and therefore humbly admits and accepts the words of competent authorities as true and beyond doubt.

Perception in this stage is like the fire of the cowdung cake.

## Balā Stage.

While the aspirant reaches the third stage, the perception becomes like the spark of wooden fire. It becomes capable of lasting longer than the second stage. He ardently desires to hear the principles of Truth. He now feels unique delight in advanced thoughts and experiences spiritual force hitherto unexperienced. Worldly desires now are on their decline. His fickleness vanishes. He thereby attains to the easy and comfortable attitudes and postures which strongly help him in meditation for the realization of self.

Though he is not quite free from delusion ( Mithyātva ), yet he is virtually near right attitude ( Samyaktva ). He has advanced so far as to remain unaffected by the wonderful and miraculous feats of others with a firm belief that they are per-

formed in the ordinary course of nature. He happily does not meet with impediments in his religious practices and doing good deeds. If he meets them he manages to avoid them. The very formation or rise of desire to hear the principles of Truth does him an immense good. He is no longer obstructed by the pairs of cold, heat. etc.. He thus marches onward on the path of Yoga.

## Dipra Stage.

The chief characteristic of this stage is the practice of Prāṇāyāma. Having become firm in the posture with perfect self-control the aspirant should in order to clear away the impurities resort to three processes one of drawing the breath in, the other of throwing it out, and the third of controlling the breath. These are called Puraka, Rechaka and Kumbhaka. These again are varied by place and time. This process results in the awakening of Kundalini. This is also called Dravya Prāṇāyāma. The second is Bhāva Prāṇāyāma which consists in breathing out feelings with regard to externals, breathing in feelings with regard to internals, and making them steady inside with regard to real truth. By this practice the humours of the body are cleared. The body becomes capable of adjusting itself to different positions. The digestive organs become strong and healthy. The impurities being expelled, a great calm, serenity and peace result. It leads to the development of various occult powers. It is this Bhāva Prāṇāyāma which helps in cutting off the Karmic

